## બિસ્મીહી તઆલા

### –: પસ્તાવના :–

અલ્લાહ તઆલાએ ઈન્સાનો ની હિદાયત માટે પેગંબરોને દુન્યામાં મોકલ્યા અને સાથે આસમાની કિતાબ મોકલી આખરી પેગંબર હઝરત મુહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને કુર્આન શરીફ આપવામાં આવ્યું. હુઝુર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની પુરી ઝીંદગી કુર્આન શરીફ નો નમુનો હતી. જે વાતો અલ્લાહ તઆલાએ  કુર્આનમાં ફરમાવી તે મુજબ નબીની ઝીંદગીનો અમલ છે. હુઝુર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે જે પવિત્ર  વન આપણા સામે રજુ કર્યુ અને જે મુબારક રસ્તો આપણા માટે છોડયો તેને સુન્નત કહેવામાં આવે છે. હુઝુર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના મુબારક હાથ પર સૌ  થમ ઈમાન–ઈસ્લામ કબુલ કરવાવાળા ખુશ નસીબ લોકો જેઓને આપણે સહાબએ કીરામ (રદી.) કહીએ છીએ. તેઓ એ સુન્નત અને કુર્આન ને ખુદ હુઝુર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સામે બેસીને શીખ્યું. જેથી સહાબએ કીરામ નો રસ્તો પણ આપણા માટે હીદાયત નો રસ્તો છે. એક હદીસ શરીફમા ખુદ હુઝુર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું તમો મારી સુન્નત અને મારા ખુલ્ફાએ રાશીદીન (હઝ. અબુબકર, હઝ. ઉમર, હઝ. ઉસ્માન, હઝ. અલી રદીયલ્લાહુ અન્હુમ) ની સુન્નત ને મજબુતીથી પકડો. જેથી આપણા માટે જરૂરી થઈ ગયું કે હુઝુર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે જે મુબારક સુન્નતો આપણને શીખવાડી અને  તે સુન્નતો સહાબએ કીરામે આપણા સુધી  પહોંચાડી તેના પર અમલ કરવામાં આવે.

અલ્લાહ તઆલા કુર્આન શરીફમાં ફરમાવે છે કે રસુલ તમુને જે (વાતો–રસ્તો–તરીકો)આપે તેને તમો પકડીલો અને જેનાથી તમુને રોકે તેનાથી તમો અટકી જાવ. હુઝુર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની પાક સુન્નતો પર ચાલવાથી અલ્લાહ પાક રાઝી થાય છે. અલ્લાહ તઆલાની મોહબ્બત મળે છે.

દુન્યા–આખેરતની કામયાબી મળે છે. સુન્નતના આ મુબારક રસ્તાના વિરૂધ્ધ જે કામો દીનમાં ઘુસાડી દેવામા આવ્યા તેને બીદઅત કહેવામા આવે છે. બીદઅત એટલે તે નવો (ઘડેલો–બનાવટી)રસ્તો જે કુર્આન– હદીસ–સુન્નત–સહાબા અને તાબેઈન–તબે તાબેઈન થી સાબીત ન હોય અને નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ તેમજ સહાબએ કીરામ (રદી.) અને તાબેઈન (જેઓએ સહાબાને જોયા) તબે તાબેઈન (જેઓ એ તાબેઈન ને જોયા) ના મુબારક ઝમાનામાં તે અમલ કે અમલનો દાખલો–ઉદાહરણ– મીસાલ ન મળતી હોય.

બીદઅત ચોખ્ખી ગુમરાહી છે. અલ્લાહ અને તેના રસુલની નારા નો ઝરીયો છે. જહન્નમ માં લઈ જવાનો ઝરીયો છે. એક બીદઅત અપનાવવાથી માણસ એક સુન્નતથી મહરૂમ થઈ જાય છે. એટલે સુન્નતનો રસ્તો અપનાવી પોતાને બીદઅતથી બચાવવું જરૂરી છે.

હમારા મુહતરમ મરહુમ હસનભાઈ બારોલ્યાવાળા જેઓનુ ઈસ્લામી જ્ઞાન–ઈસ્લામી વાચન–મુતાલઓ ઘણો ઉડો હતો. અવલીયાએ કીરામ–બુઝુર્ગાને દીનથી મશ્વેરો લેતા અને તેઓની મુબારક સોહબત ઉઠાવતા તેઓની કલમથી ઘણાં સારા પુસ્તકો કિતાબો – અંગ્રે –ગુજરાતીમાં લખાયા એઓના અંગ્રે પુસ્તકોની મોઅતમરે આલમે ઈસ્લામી રીયાધ ધ્વારા પણ સરાહના થઈ. દીવ્ય કાશ જેવું પુસ્તક હીન્દુ સાધુ–સંતો –વિધ્વાનોએ પણ ખુબ જ રસથી વાચ્યુ. શિયા–સુન્ની નામી કીતાબ પણ લખી.

મરહુમ હસનભાઈનો એક લેખ સુન્નત–બીદઅત ના નામથી આપણા વિસ્તારના નામવર સાપ્તાહીક વહોરા સમાચારમા ક્રમશઃ છપાતો હતો. મરહુમ ઈંગ્લેન્ડની હીજરત પહેલા તેની ફાઈલ મારા હવાલે કરી ગયા હતા. જેનું ખાસ કારણ મરહુમની મારા સાથે મોહબ્બત અને માદરે ઈલ્મી જામેઅહ ઈસ્લામીયહ ડાભેલ–સીમલકમાં શરીઅત ની હીફાઝત માટે સ્થાપવામાં આવેલ "શોબએ તહફફુઝે શરીઅત" ની ખીદમત બંદા ના ઝીમ્મે હોવુ છે.

અલ્લાહ તઆલા જઝાએ ખૈર  અતા ફરમાવે. મરહુમના ભાણેજ હા  ઈબ્રાહીમ હા  અહમદ મન્યાર. (ખાંભીયા–હાલ લેસ્ટર)ને તેઓની હીંમતથી આ પુસ્તક છપાઈને ઉમ્મત સમક્ષ આવી રહયુ છે. હકતઆલા મરહુમ હસનભાઈ માટે આ પુસ્તીકાને સદકએ જારીયા બનાવે. જન્નતમાં દરજાતની બુલંદીનો ઝરીયો બનાવે.

જામેઅહ રહમાનીયહ ખાંભીયા–આલીપોરના નવજુવાન–અને દીનની ખીદમત માટે  સદા તત્પર રહેતા મોહતમીમ મવ. શૌકત સા. ને અલ્લાહ તઆલા જઝાએ ખૈર આપે કે મામા મરહુમ સાથે સીલા રહમીનો હક

પણ અદા થઈ જાય અને દીનના ફાયદાવાળી વાતો ઉમ્મત સામે આવી જાય એ નેક જઝબાથી જામેઅહ રહમાનીયહ  ખાંભીયાના  કાશન વિભાગથી આ કીતાબ છપાવ્વાની જવાબદારી કબુલ ફરમાવી. મુહતરમ હસનભાઈ મરહુમ ના એહલીયા મોહતરમા (મુકામ ઈગ્લેન્ડ) નો પણ આમાં મોટો ફાળો છે. માદરે ઈલ્મી જામેઅહ ડાભેલના દારૂલ ઈફતાના નાકીલે ફતાવા મવ. મુફતી હાફીઝ ઈમરાન થરાદવી અને  એકાઉન્ટ વિભાગના દીયાનતદાર ખાદીમ અ. સમદ ભાઈ મુલ્લાં સીમલકવાળા બન્નેવે મળીને કમ્પોઝ અને તસહીહની જવાબદારી નીભાવી હક તઆલા બધાને કબુલ ફરમાવે, દુન્યા આખેરતમાં બેહતરીન  બદલો અતા ફરમાવે. આમીન.

(મુફતી) મહમુદ મવલાના સુલૈમાન હાફેઝ  (બારડોલ્વી)
મુદર્રીસ – જામેઅહ

# રદદે બીદઅત વ શિર્ક

કાલ રસૂલુલ્લાહી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ :

مَنْ اَحْيٰ سُنَّتِىْ فَقَدْ اَحَبَّنِىْ وَمَنْ اَحَبَّنِىْ كَانَ مَعِىْ فِى الْجَنَّةِ

જેણે મારી સુન્નત વંત (અમલી) બનાવી તેણે જાણે મને વતો કર્યો અને જેણે મને વતો કીધો તો તે મારી સાથે જન્નતમાં હશે.

કાલ રસૂલુલ્લાહી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ :

مَنْ تَرَكَ سُنَّتِىْ فَلَيْسَ مِنِّىْ

જેણે મારી સુન્નત ત દીધી તે મારાથી (મારી ઉમ્મતમાંથી) નથી.

અબ્દુલ્લાહ (રદી.) રીવાયત કરે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું :

اِنَّ اَحْسَنَ الْحَدِيْثِ كِتَابُ اللّٰهِ وَاَحْسَنَ الْهُدٰى هَدْىُ مُحَمَّدٍ ﷺ

અર્થાત શ્રેષ્ઠ કલામ અલ્લાહની કિતાબ(અલ–કુર્આન) છે. શ્રેષ્ઠ તરીકો મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નો તરીકો છે. (બુખારી)

કસીર બીન અબ્દુલ્લાહ રીવાયત કરે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે બીલાલ બીન હારીસ (રદી.) ને ફરમાવ્યું : જાણો અને ઈલ્મ હાસીલ કરો તેમણે કહયુ : યા રસૂલલ્લાહ, હું જાણુ છુ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : બેશક, જેણે મારી સુન્નતોમાની એક સુન્નત ભુલાઈ ગઈ હોય તેને મારા પછી સ વન (તા ,પુનઃ સ્થાપિત) કરી તો તે સવાબમાં તે લોકો જેવો હશે જેઓ તે સુન્નત પર અમલ કરવાવાળા હશે. અને તેઓના સવાબમાં કોઈ પણ ઘટાડો કરવામાં નહિ આવે. અને જેણે બીદઅત (બીદઅતે ઝલાલહ) શરૂ કરી તેણે ગુમરાહી શરૂ કરી કારણ કે તેને અલ્લાહ અને તેના રસુલ પસંદ કરતા નથી તેના પર વબાલ ઉતરશે અને તેનો ગુનોહ તે લોકોના ગુનાહ જેટલો હશે કે જેણે બીદઅત પર અમલ કર્યો અને તેના ગુનાહમાં કોઈ ઘટાડો થશે નહિ. (તીરમીઝી)

ઉપર જણાવેલી હદીસોમાં સુન્નત અને બીદઅત વિષે ઉલ્લેખ છે.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે પોતાની સુન્નતને શ્રેષ્ઠ તરીકો અને બીદઅતને દુષ્ટતમ બાબત જણાવ્યા છે. આપ સલ્લલાહુ અલયહી વસલ્લમે જે કાર્યો કરેલા અને ન કરેલા તથા જે કાર્યો કરવાનો આદેશ આપેલો કે નિષેદ કરેલો તે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની સુન્નત કહેવાય છે. જે હદીસોથી સાબીત છે. હદીસે નબવીના ઈલ્મથી સુન્નત શું છે તે જાણી શકાય છે.

બીદઅત વિષે નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની ચેતવણી :–

જાબીર બીન અબ્દુલ્લાહ (રદી.) રીવાયત કરે છે કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું :

فَإِنَّ خَيْرَ الْحَدِيْثِ كِتَابُ اللّٰهِ وَخَيْرَالْهَدْىِ هَدْىُ مُحَمَّدٍ ﷺ وَشَرَّالأمُوْرِ مُحْدَثَاتُهَا وَكُلّ بِدْعَةٍ ضَلالَةٌ

(મુસ્લીમ) અર્થાત બેશક શ્રેષ્ઠ કલામ અલ્લાહની કિતાબ છે. અને શ્રેષ્ઠ હીદાયત મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની છે. (દીનમાં) દુષ્ટમ બાબત નવીન બાબતો છે. અને દરેક બીદઅત ગુમરાહી છે.

બીબી આઈશા (રદી.) ઝવજએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ. રીવાયત કરે છે કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ. એ ફરમાવ્યુ

مَنْ أَحْدَثَ فِى أَمْرِنَا هٰذَا مَالَيْسَ مِنْهُ فَهُوَ رَدٌّ

(સહીહૈન) અર્થાત અમારા આ દીનના મામલામાં તે બાબત દાખલ કરવામા આવે જે તેમા નથી તે નવીન (બાબત) રદ બાતલ છે.

ઈરબાદ બીન સરીયહ (રદી.) એ એક લાંબી હદીસ રીવાયત કરી છે જેના અંતે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : તમારામાંથી જે લોકો મારા પછી વંત હશે તે વિચારોના ઘણાં મતભેદ જોશે. તો તમે મારી સુન્નત અને ખુલફાએ રાશેદીન મહદિય્યીનની સુન્નતને મજબુતીથી વળગી રહેજો અને દાંતોથી પકડી રાખજો.

''وَإِيَّاكُمْ وَمُحْدَثَاتِ الأُمُوْرِ فَإِنَّ كُلَّ مُحْدَثَةٍ بِدْعَةٌ وَكُلَّ بِدْعَةٍ ضَلالَةٌ ''

(તીરમીઝી, અબુ દાઉદ, ઈબ્ને માજહ અને મુસનદે અહમદ) અર્થાત દીનમાં

દરેક નવીન બાબતથી ચેતીને રહેજો કારણ કે દીનમાં દરેક નવીન બાબત બીદઅત છે. અને બીદઅતે ઝલાલહ (ગુમરાહી) છે.

હસન (રદી.)એ રીવાયત કરી છે કે જે લોકો પોતાના દીનમાં બીદઅત દાખલ કરે છે તો અલ્લાહ તઆલા સુન્નતમાંથી તેટલું ઉઠાવી લે છે અને તે તેટલી સુન્નત કિયામતના દિવસ સુધી પાછી લોટાવતો નથી. (મુસનદે અહમદ, દારમી)

આ હદીસો પરથી સ્પષ્ટપણે એ બાબતો સાબિત થાય છે કે દીનમાં જે નવીન બાબત દાખલ કરવામાં આવે તેને બીદઅત કહેવામાં આવે છે. આવી દરેક બીદઅત ઝલાલહ એટલે ગુમરાહી છે. અને ગુમરાહીની સજા જહન્નમની આગ છે.

બીદઅત શબ્દ યોગ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે પોતે કર્યો હતો. તેમણે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની અને સહાબીઓ (રદી.) ની સુન્નતને મજબુતીથી પકડી રાખવાનું એટલે તેના પર અમલ કરવાનુ ફરમાન કર્યુ હતું. અને બીદઅતથી ચેતીને રહેવાની તાકીદ કરી હતી. બીદઅત દુષ્ટતમ બાબત છે. જયારે સુન્નત શ્રેષ્ઠમ બાબત છે. બંન્ને વિરોધી બાબતો છે. વિકલ્પો છે કયાં તો સુન્નત કયાંતો બીદઅત, બીદઅત દીનનો શત્રુ છે. જયારે સુન્નત દીનની હિફાઝત કરે છે. તેથી આપ સલ્લલાહુ અલયહી વસલ્લમ મે ફરમાવ્યું : જયારે કોમ બીદઅત કરે છે ત્યારે સુન્નતનું સ્થાન બીદઅત લઈ લે છે. (મીશકાત) તેથી બીદઅત એક ભયંકર ગુનોહ ગણવામાં આવે છે.

**નબવી સુન્નત પર અમલ કરવાનો અજર :–**

દરેક બીદઅહ (બીદઅત) દલાલહ (ગુમરાહી) છે. તે મુસલમાન ને દીનથી વિમુખ ( ખારીજ) કરે છે. એથી તો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે તેનાથી ચેતીને રહેવાની તાકીદ કરી હતી. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું :– જયારે મારી ઉમ્મતમાં ખરાબી પેદા થાય ત્યારે જે કોઈ

મારી સુન્નતને  મજબુતીથી વળગી રહેશે (એટલે કે તેના ઉપર અમલ કરશે) તેને એકસો શહીદોનો સવાબ મળશે. (બુખારી)

નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની સુન્નત નું દીને ઈસ્લામમાં આટલું બધુ અગ્રસ્થાન છે. સુન્નત પર અમલ કરવાનો સવાબ એક સો શહીદોની  શહાદત બરાબર છે.

અનસ (રદી.) રીવાયત કરે છે કે  આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે તેમને ફરમાવ્યું : હે વહાલા પુત્ર يَـابُنَـيَّ જે કોઈ મારી સુન્નત સાથે મોહબ્બત કરે છે તે મારાથી મોહબ્બત કરે છે. અને જે કોઈ મારાથી મોહબ્બત કરે છે. તે મારી સાથે જન્નતમાં હશે.(તીરમીઝી)

કોઈપણ કાર્ય ગમે તેટલું સુંદર ભાસે કે સુંદર હોય અને  આશય ગમે તેટલો નેક હોય છતાં જો તે દીનમાં નવીન બાબત હોય તો તે બીદઅત છે. જે સુન્નત નથી તે બીદઅત છે. જે કાર્યની રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ તરફથી સનદ ન હોય  તે બીદઅત છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ ફરમાવ્યું કે દરેક બીદઅત ખુલ્લી ગુમરાહી છે. એ એટલે કે તે ઈન્સાનને ગુમરાહ કરે છે. ગેરમાર્ગે દોરે છે.અને એ ગુમરાહી એટલી બધી ભયંકર છે કે તેની સજા જહન્નમની આગ છે. આ નબવી ફરમાન છે. આપ સલ્લલાહુ અલયહી વસલ્લમે બીદઅતીનું માન–સન્માન ન કરવાનો હુકમ કર્યો છે તે મારી (ઉમ્મતમાંથી) નથી. ("فَـلَيْسَ مِنِّى") મારા પછી એવા આગેવાનો (બીદઅતી આલીમો) થશે જે મારી સુન્નત અથવા હીદાયત પર વર્તન કરશે નહી. તેઓમાં એવા લોકો પેદા થશે જેના શરીર માનવીના હશે પણ તેઓના દીલો શેતાનોનાં હશે. સૌથી દુષ્ટમ બાબત દીનમાં નવી બાબતો દાખલ કરવું તે છે. જે મારી સુન્નત છોડી દે છે તેના પર અલ્લાહ તઆલાની લઅનત છે. મારો અને મારા સહાબીઓનો તરીકો તમારા પર ફર યાત છે.  તેને તમારા જડબાથી પકડી રાખો. બીદઅતથી બચો કારણ કે બેશક, દીનમાં નવીન બાબત દાખલ કરવી બીદઅત છે હે લોકો  બેશક, જે કંઈ મે છોડયું છે એટલે કે અલ્લાહ

તઆલાની કિતાબ અને તેના નબીની સુન્નત તેને તમો મજબુતીથી વળગી રહેશો તો ગુમરાહ થશો નહી. (બુખારી)

**બીદઅત વિષે કુર્આને પાકની વઈદ :–**

જે લોકો રસૂલુલ્લાહ સલ્લલાહુ અલયહી વસલ્લમ ની સુન્નત પર અમલ કરતા નથી અને બીદઅત પર હઠાગ્રહથી જમેલા રહે છે. તેનું અનુકરણ કરે છે તેનો ચાર કરે છે અને તેના વ્યાજબીપણા વિષે દલીલ બા કરે છે. તેઓ વિષે કુર્આને પાકમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે " અને જો તેઓ તારો (નબી સલ્લલાહુ અલયહી વસલ્લમ નો)સ્વીકાર કરતા નથી તો પછી જાણી લો કે બેશક, તેઓ પોતાની મનેચ્છાએ વર્તે છે અને જે કોઈ પોતાની મનેચ્છા પર અમલ કરે છે તેનાથી વધુ ભટકેલ (ગુમરાહ) કોણ હોઈ શકે છે ?"

બીદઅત બાતીલ છે, સુન્નત હક છે એ વિષે અલ્લાહ તઆલા કુર્આને પાકમાં ફરમાવે છે કે : પરંતુ અમે બાતીલ (જુઠાણાં) ને હક (સત્ય)થી ફટકારીએ છીએ અને (પરિણામે) હક બાતીલ ને ચગદી નાખે છે. પછી તે એકાએક અદશ્ય થઈ જાય છે. અને તમારા (એટલે મુશરિકો, બીદઅતીઓ) માટે (જહન્નમની) આગ છે કારણ કે તમો જુઠાણા ફેલાવો છો."

" અને જો હક તેઓની ઈચ્છાઓ મુજબ ચાલે તો ખરેખર આસમાનો અને જમીન અને જે કાંઈ (સર્વ) તેમાં છે તે બધુ નાશ પામે "

**બીદઅતીની આખેરતમાં શિક્ષા :–**

ઉમ્મે સલ્મહ (રદી.) ઝવજએ રસુલ સલ્લલાહુ અલયહી વસલ્લમ રીવાયત કરે છે કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ ફરમાવ્યું કે : હું હવઝે કવષર પર તમારા પહેલાં હાજર થઈશ માટે સાવચેત રહેજો રખેને તમે મારી પાસે આવો અને તમોને એક રખડેલ ઉંટની જેમ તગેડી મુકવામાં આવે. હું તેનુ કારણ પુછીશ ત્યારે મને (એમ)કહેવામાં આવશે કે તમોને ખબર નથી કે તમારા પછી તેઓએ કયા કયા નવા તરીકા (બીદઅતો) શરૂ કર્યા હતા ? અને ત્યારે હું કહીશ : "દૂર હટો : દૂર હટો " (મીશકાત)

આયશા (રદી.) ઝવજએ રસૂલુલ્લાહ સલ્લલાહુ અલયહી વસલ્લમે પણ આવી જ રીવાયત કરી છે. બીદઅતીઓને હવઝે કવસર પરથી તગેડી મુકવામાં આવશે તેઓને આપ સલ્લલાહુ અલયહી વસલ્લમ ની શફાઅત નસીબ થશે નહી. સારાંશ બીદઅત અક્ષમય ગુનોહ છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પોતે બીદઅતીઓને હવઝે કવષર પરથી કાઢી મુકશે.

સહલ બીન સઅદ (રદી.) રીવાયત કરે છે કે મે રસુલ સલ્લલાહુ અલયહી વસલ્લમ ને એમ કહેતા સાંભળ્યા હતા કે " હું તમારાથી પહેલાં હવઝે કવસર પર પહોંચી જઈશ અને જે કોઈ મારી પાસે આવશે તે તેમાંથી પાણી પીશે અને જે કોઈ પીશે તે (એવો તૃપ્ત થશે કે) કદાપી તરસ્યો ન થશે. પછી કેટલાક લોકો મારી પાસે આવશે જેઓને હું ઓળખીશ અને તેઓ મને ઓળખશે અને પછી મારી અને તેઓની વચ્ચે અવરોધ ઉભો કરવામાં આવશે.

અબુ સઈદ અલ–ખુદરી (રદી.) વધુમાં રીવાયત કરે છે કે આપ સલ્લલાહુ અલયહી વસલ્લમ મે વધુમાં ફરમાવ્યું કે " હું કહીશ આ મારી ઉમ્મતના લોકો છે મને કહેવામાં આવશે કે તમે નથી જાણતા કે તમારા પછી તેઓએ ( દીનમાં ) શા શા ફેરફારો કર્યા હતા. અને (દીનમા) કઈ કઈ નવી બાબતો (બીદઅતો) દાખલ કરી હતી. પછી હું કહીશ : દૂર હટો (રહમતથી) દૂર હટો (રહમતથી) તે લોકો જેમણે મારા પછી મારો મઝહબ બદલ્યો". (બુખારી)

અબ્દુલ્લાહ (રદી.) એ રીવાયત કરી છે કે અલ્લાહના નબી સલ્લલાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું કે : હું કહીશ, હે મારા રબ, તેઓ મારા ઉમ્મતીઓ છે. પછી અલ્લાહ પાક કહેશે : તને ખબર નથી કે તેઓએ તે દુનિયા છોડી (એટલે તારી વફાત પછી) શું કર્યુ હતું તેઓએ તારા પછી દીનમાં નવીન બાબતો (બીદઅતો) દાખલ કરી હતી. (બુખારી)

બીદઅતની આટલી બધી આકરી સજા છે. બીદઅતી મુસલમાનોને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ હડધુત કરી હવઝે કવસર પરથી

તગેડી મુકશે. કારણ કે બીદઅત સુન્નતે નબવીને નષ્ટ કરે છે. અને તેથી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે જે મઝહબી દીની તઅલીમ ઉમ્મતને આપી હતી તે વિકૃત થઈ જાય છે. કુર્આન અને નબવી સુન્નત તો ઈસ્લામની રૂહ અને માળખુ છે. જો સુન્નતનું સ્થાન બીદઅત લે તો ઈસ્લામ મઝહબજ બદલાય જાય. તેનું સત્વ જ હણાય જાય. ઈસ્લામના જડમૂળ ખવાય જાય અને ઈસ્લામ નાશ પામે.

**નબવી હદીસ–સુન્નતની અગત્યતા :–**

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે બીદઅતને ગુમરાહી (ઝલાલહ) જણાવી છે. જે અમલ અને અકીદહ અલ્લાહની કિતાબથી મોહંમદ સલ્લલાહુ અલયહી વસલ્લમ ની સહીહ હદીસ સુન્નતથી, ખુલફાએ રાશેદીન અને આપ સલ્લલાહુ અલયહી વસલ્લમ ના  અન્ય સહાબાના કોલ અને અમલથી સાબીત ન હોય તે બીદઅત છે. જે બીદઅત છે તે સુન્નત નથી. મસનુન તરીકો નથી. બીદઅત દીને ઈસ્લામ માટે છુંપુ કાતીલ ઝેર છે. જે મુસલમાનોના ઈમાન અને અકીદા, અખલાક અને આઅમાલને બરબાદ કરે છે. બાહય દુશ્મનોથી – કાફીરો અને મુશરિકોથી, કુફ્ર અને શિર્કથી – મુસલમાનો અને તેઓના ઈમાન અને ઈસ્લામ સુરક્ષિત રહી શકે છે. પણ આંતરિક દુશ્મનોથી મુસલમાનો બેફીકર અને લાપરવાહ હોય છે. બીદઅત આસ્તીનનો નાગ છે. તે એક સુંદર સ્વરૂપમાં દાખલ થઈ મુસલમાનોને આપ સલ્લલાહુ અલયહી વસલ્લમ ની સુન્નતથી ખારીજ કરી દે છે. બીદઅતથી બચવાનો એકજ રસ્તો છે અને તે સુન્નતનો ઈલ્મ અને અમલ છે આથી દરેક મુસલમાન મર્દ અને ઔરતે અલ્લાહની કિતાબ નબવી સુન્નત–હદીસની સહીહ તઅલીમ શી છે તે બરોબર જાણવું જોઈએ અને તેના પર ચુસ્તપણે ઈમાન લાવવું અને અમલ કરવો અનિવાર્ય છે. કુર્આનની તઅલીમની સાથે હદીસ અને સુન્નતની તઅલીમ પણ જરૂરી છે.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે તેમની સુન્નત હદીસની

અવગણના કરનારાઓને અનુલક્ષીને એક વેળા ફરમાવ્યું હતું : ચેતીને રહેજો તે વખત ન ક છે જયારે મારી એક હદીસ એક માણસને પહોંચશે અને તે પોતાની ગાદી (બેઠક) ના તકીએ (સહારે) બેઠો હશે અને કહેશે કે મારી અને તમારી વચ્ચે અલ્લાહની કિતાબ બસ છે પછી જે કાંઈ તેમાં હલાલ હશે તેને જ અમો હલાલ કહીશું અને જેને તેમાં હરામ ઠેરવ્યું છે તેને જ અમો હરામ કહીશું. બેશક જેને અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે હરામ કહયું તેને હરામ માન્યું તેના પર અલ્લાહની રહમત હો. (તીરમીઝી, બુખારી)

કુર્આને પાકમાં વારંવાર અલ્લાહ તઆલા ફરમાવે છે કે : " "

أَطِيْعُوْاللّٰهَ وَأَطِيْعُوْاالرَّسُوْلَ

અબુ હુરૈરહ (રદી.)રીવાયત કરે છે કે આપ સલ્લલાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : જેણે મારી ઈતાઅત (તાબેદારી) કરી તેણે અલ્લાહની ઈતાઅત કરી , જેણે મારી નાફરમાની કરી તેણે અલ્લાહની નાફરમાની કરી. (બુખારી)

બાબત બહુ સ્પષ્ટ છે. ઈસ્લામમાં અલ્લાહની અને તેના હુકમથી તેના રસુલ મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની બન્નેની ઈતાઅત ફર્ઝ છે.

આથી પીરાને પીર ગવસુલ અઅઝમ સૈયદ અબ્દુલ કાદીર લાની (રહ.) ફરમાવે છે કે જો તમો અલ્લાહ પાકની કિતાબ અને રસૂલુલ્લાહ સલ્લલાહુ અલયહી વસલ્લમ ની સુન્નતની છાયામાં ચાલસો તો નજાત પામશો.

તે દરેક નવીન કાર્ય જે દીને ઈસ્લામમાં દાખલ કરવામાં આવે અથવા તેની સાથે સંકલિત કરવામાં આવે પણ જો તેનો સુન્નત હોવાનો મોઅતબર અને સહીહ પુરાવો નથી તો તે ઝલાલહ (વિકૃત દેખીતી ભુલ) છે. તેથી જુમ્અહના ખુતબામાં મુસલમાનોને બીદઅતે દલાલહથી ચેતીને રહેવાની નબવી નસીહત યાદ કરાવવામાં આવે છે.

**બીદઅતની વ્યાખ્યા :–**

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સહાબાએ કીરામ રીદવાનહુ તઆલા અલયહીમ અજમઈનના જમાનામાં બીદઅતી અકીદા અને કાર્યો અસંભવીત હતા. જયારે જયારે સહાબીઓને કોઈ બાબત વિશે શંકા ઉપસ્થિત થતી ત્યારે તેઓ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની પાસે દોડી જતા અને તાલીમ હાસીલ કરતા અથવા વધુ જાણનારા અન્ય સહાબીઓને પુછી લેતા આમ તેઓની તઅલીમ, તરબીયત અને ઈસ્લાહ થતા પછી સમયના વહેણ સાથે અને ઈસ્લામી તઅલીમ પુરેપુરી ાપ્ત ન થવાને લીધે બીદઅતી કાર્યો થવા લાગ્યા જેના દષ્ટાંતો સહીહ રીવાયતો પરથી માલુમ પડે છે. તે પરથી કયા કાર્યો ને બીદઅત કહેવું તે સમ  શકાય છે. અને તેના પરથી ભવિષ્યમાં એવા કાર્યો ની ઓળખ થઈ શકે છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે  બીદઅતની વ્યાખ્યા આપેલી કે "

"مَنْ أَحْدَثَ فِي أَمْرِنَا هٰذَا مَالَيْسَ مِنْهُ فَهُوَ رَدٌّ"

અર્થાત જે બાબત કાંઈ અમારા આ દીનના મામલામાં તેમાં નથી તે નવીન બાબત બીદઅત છે. આ વ્યાખ્યાને ધ્યાનમાં લઈને સહાબીઓએ કયું કાર્ય બીદઅત છે તે બતાવ્યું હતું. તેમાં કેટલાક દ્રષ્ટાંતો અહી આપવામાં આવ્યા છે.

**ઈબાદતમાં બીદઅતના કેટલાંક દ્રષ્ટાંતો :–**

**(૧)દુઆમાં અને ખુત્બહમાં હાથ ઘણાં ઉચા કરવા. :–**

અબ્દુલ્લાહ બીન ઉમર (રદી.) એ દુઆ માટે છાતીથી ઉચા હાથો કરવાને બીદઅત કહયું છે. કારણ કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને આપના સહાબાઓ એમ કરતા ન હતા તેમણે ફરમાવ્યું : બેશક આવી રીતે (છાતીથી ઉચે) હાથ ઉચા કરી દુઆ માંગવી બીદઅત છે. રસુલુલ્લહ સલ્લલાહુ અલયહી વસલ્લમે છાતીથી ઉચે હાથ (દુઆ વખતે) કર્યાન હતા. (મુસ્નદે અહમદ)

જે કાર્ય આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ન કર્યુ તે ન કરવું એટલે

સુન્નત અને જે કાર્ય આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ન કર્યુ તે કરવું બીદઅત છે. આ એક બહુ સીધી સાદી સરળ અને સ્પષ્ટ બાબત છે કેમ ? એ શ્ર જ નથી કારણ કે "اَطِيْعُوا الرَّسُوْلَ" ઈલાહી હુકમ છે.

એક વેળા ઉમારહ બીન રૂવયબહ (રદી.) એ મરવાનને ખુત્બહ પઢતી વખતે દુઆમાં હાથ ઉંચા કરે તેમ હાથ ઉંચા કરતા જોઈ ને કહયું : અલ્લાહ પાક તારા બન્ને હાથો ભાંગી નાખે બેશક. મે રસૂલુલ્લાહ સલ્લલાહુ અલયહી વસલ્લમ ને ખુત્બહ પઢતી વખતે એક આંગળી ઉંચી કરવા સીવાય એવું કરતા જોયા નથી (મુસ્લીમ)

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે જે કાર્ય ભલે ન વું કેમ ન હોય ન કરેલુ અને તે કાર્ય કરવું તે બીદઅત છે. ખુત્બહ ઈબાદત છે અને ઈબાદતમાં જરા પણ વધારો કરવો એનું નામ બીદઅત એટલે " فِى اَمْرِنَا هٰذَا " મા દરેક નવીન બાબતની ઘુસણખોરી દીનની વિકૃતી છે. આથી સહાબાઓએ ખુત્બહમાં હાથ ઉંચા કરવાના કાર્યને બીદઅત ઠેરવી હતી.

**(૨)ચાશ્તની નમાઝ :–**

ચાશ્તની નફલ નમાઝ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ પઢી હતી. અને તે પઢવાની ફઝીલતો પણ ઈર્શાદ ફરમાવી હતી. તેનો ઘણો સવાબ છે. પણ તે સુન્નત રીતે પઢવી જોઈએ.

એક વેળા મુજાહીદ (રહ.) અને ઉરવહ બીન ઝુબૈર (રદી.) મસ્દમાં દાખલ થયા અને તેઓએ અબ્દુલ્લાહ બીન ઉમર (રદી.) ને બીબી આયશા (રદી.) ના હુજરા પાસે બેઠેલા જોયા. કેટલાક લોકો મસ્દમાં સલાતુદુહા (ચાશ્તની નમાઝ) બાજમાઅત પઢતા હતા. આ વિશે મુજાહીદે (રહ.) અબ્દુલ્લાહ બીન ઉમર (રદી.) ને પુછયું તો તેના ઉત્તરમાં અબ્દુલ્લાહ બીન ઉમર (રદી.) એ કહયું : આ (એટલે બાજમાઅત ચાશ્તની નમાઝ પઢવી) બીદઅત છે. (બુખારી)

ચાશ્તની નમાઝ પઢવાની રીત સુન્નત ન હોવાથી ઈબ્ને ઉમર રદી. એ

તેને બીદઅત ઠેરવી. નમાઝ મુસતહબ પણ તે પઢવાની રીત સુન્નત ન હોવાથી તેને બીદઅત કહી. નમાઝ તો ત્યારેજ મકબુલ થાય જયારે તે સહીહ સુન્નત તરીકા પર અદા કરવામાં આવે. આપ સલ્લલાહુ અલયહી વસલ્લમે નમાઝોના તરીકા ઉમ્મતને શીખવ્યા છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે દરેક નમાઝની ફઝીલતો પણ બયાન કરી છે. ચાશ્તની નફલ નમાઝ વિષે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : જે કોઈ ચાશ્તની નમાઝ પઢે તેના માટે અલ્લાહ તઆલા જન્નતમાં સોનાનો મહેલ પુરો પાડશે. (તીરમીઝી, ઈબ્ને માજા) અને અબુ હુરૈરહ રદી. રીવાયત કરે છે કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે તેમને ચાશ્તની નમાઝ પઢવાની નસીહત કરી હતી. (બુખારી) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ચાશ્તની નમાઝની ઓછામાં ઓછી બે રકાત અને વધુમાં વધુ બાર રકાતો પઢતા હતા.

સઈદ બીન મુસઅબ (રદી.) રીવાયત કરે છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : જમાઅત સાથે ફર્ઝ નમાઝ પઢવાનો સવાબ એકલા ફર્ઝ નમાઝ પઢવા કરતા પચ્ચીસ ઘણો છે. (બુખારી) એક બી રીવાયતમાં બાજમાઅત ફર્ઝ નમાઝનો સત્તાવીસ ઘણો સવાબ છે એમ કહેવામાં આવ્યું છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ફર્ઝ નમાઝની જમાઅત સાથે અદાયગી માટે ઘણો આગ્રહ રાખતા હતા પણ આ હુકમ સુન્નત અને નફલ નમાઝો માટે ન હતો. નવાફીલ ઈબાદત જાહેરમાં નહીં પણ બની શકે ત્યાં સુધી એકાંતમાં કરવી બેહતર ગણાય છે.

### (૩)અસરની નમાઝ પછી નફલ નમાઝ પઢવાની મનાઈ :–

સઈદ બીન મુસય્યીબ (રદી.) એ એક વેળા એક માણસને અસરની નમાઝ પછી બે રકાત નમાઝ પઢતા જોયા તો તેને સખત ઠપકો આપ્યો તેથી પેલા માણસે કહયું : ઓ અબુ મોહંમદ (યાને સઈદ બીન મુસય્યીબ) શું અલ્લાહ તઆલા મને નમાઝ પઢવા માટે શિક્ષા આપશે ? સઈદ (રદી.) એ જવાબ આપ્યો : નહી. (નમાઝ પઢવા માટે નહી.) પણ સુન્નત વિરૂધ્ધ નમાઝ

પઢવા (ના અમલ) માટે તે તમોને શિક્ષા કરશે.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે અસરની નમાઝ બાદ નવાફીલ નમાઝો પઢવાની મના કરી છે. (સહીહૈન) તેથી ઉમર અલ ખત્તાબ રદી. અને અબ્દુલ્લાહ બીન અબ્બાસ રદી. જે કોઈને અસરની નમાઝ બાદ નફલ નમાઝ પઢતાં તેને શિક્ષા કરતા. (બુખારી) અસરની નમાઝ બાદ સૂર્યાસ્ત સુધી અને ફજરની નમાઝ પછી સૂર્યોદય થાય ત્યાં સુધી નવાફીલ નમાઝો પઢવાની આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે મના કરી છે. અને જો કોઈ પઢે તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની ખુલ્લમ ખુલ્લી નાફરમાની કરે છે તેથી ઉમર અલ ખત્તાબ (રદી.) અને ઈબ્ને અબ્બાસ (રદી.) તેઓને શિક્ષા કરતા. બીદઅતી કાર્ય કરવાની આ શિક્ષા હતી.

નમાઝ તો ત્યારે નમાઝ (ઈબાદત) કહેવાય. જયારે તે ઈખલાસ પૂર્વક ફકત અલ્લાહ પાકના વાસ્તે સુન્નત તરીકા પર અદા કરવામાં આવે. તેમા વધારો ઘટાડો, સુધારો ન થઈ શકે. વધારો થઈ ન શકે. જેમ કે નમાઝમાં કુર્આનની ઓછામા ઓછી ત્રણ નાની આયતો અથવા એક મોટી આયત પઢવી ફર્ઝ છે. પણ આ કિરઅત સુરએ ફાતેહા પછી કિયામની હાલતમાં પઢવાની છે. જો કોઈ રૂકુઅ, સજદહ, જલસા અથવા કાયદહમા કુર્આને પાકની તીલાવત કરે તો તે નમાઝ દુરસ્ત નથી. અબ્દુલ્લાહ બિન અબ્બાસ રદી.રીવાયત કરે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે મને રૂકુઅ અને સજદહ (ની હાલતમાં) કુર્આનની તીલાવત માટે મના ફરમાવી હતી. (મુસ્લિમ)

**(૪) દુઆમાં સજાઅ (એટલે શબ્દો બનાવી બનાવીને દુઆ કરવી) :–**

અબ્દુલ્લાહ બીન અબ્બાસ રદી. એ કહયું : દુઆમાં સજાઅથી દૂર રહો કારણકે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સહાબીઓએ દુઆમાં સજાઅ કરી ન હતી. (બુખારી)

દુઆમાં સજાઅ એટલે કાવ્ય, ગઝલ કે શાયરી પદ્યના રૂપમાં દુઆ માંગવી. ગદ્ય કરતાં પણ કાનને મધુરૂ લાગે પણ પદ્યમાં દુઆ માંગવી બીદઅત

છે કારણકે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સહાબીઓએ પદ્યમાં દુઆ માંગી ન હતી. જે કામ તેઓએ કર્યુ ન હતુ તે ન કરવું અને જે તેઓએ કર્યુ હતું તે કરવું એ સુન્નતની પાબંદી છે. તેથી વિરૂધ્ધ કરવું બીદઅત છે.

આ થોડાંક દષ્ટાંતો પરથી બીદઅત શી બાબત છે તે બહુ સ્પષ્ટપણે સમ શકાય છે. અને તેના ઈલ્મથી બીજા કયા કાર્યો એ કક્ષાના હોય શકે તે પણ થોડાક વિચાર કરવાથી જાણી શકાય છે દીન આસાન છે. સમજવાનો મકસદ હોય તો સમ શકાય છે. ઈસ્લામ ફલસફીઓનો ધર્મ નથી પણ આમ લોકોનો ધર્મ છે જેથી કુર્આન અને હદીસ–સુન્નતની તઅલીમ માનવ સમાજ અનુસારની છે. અબ્દુલ્લાહ બીન અબ્બાસ રદી. રીવાયત કરે છે કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : અલ્લાહ તઆલા જેના હકમાં બેહતરી ચાહે છે તો તેને દીનનો ઈલ્મ (સમજ) આપે છે. (બુખારી)

**સુન્નત પર અમલ, બીદઅતનો ત્યાગ :–**

અબ્દુલ્લાહ બીન મસઉદ રદી. એક અગ્રગણ્ય સહાબીઓ પૈકી સહાબી હતા તેમણે કહયું : અમારા (એટલે સહાબીઓના) પગલે ચાલો અને (મઝહબમાં) નવીન બાબતો દાખલ ન કરો. બેશક, તમોને દીનની સંપૂર્ણ તઅલીમ આપવામાં આવી છે. (અલ–ઈઅતીસામ).

હુઝૈફા બીન યમાન (રદી.) રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના ઘણા નીકટના આગળની હરોળના સહાબીઓ પૈકી હતા. તેમને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ એક ગુપ્ત માહીતી(મદીનાના મુનાફીકોના નામોની માહીતી) આપી હતી. તેમણે કહયું : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સહાબીઓએ જે કાંઈ કાર્યો ન કર્યા હોય તે બીદઅતી કાર્યો પર અમલ ન કરો. (અલ–ઈઅતીસામ)

હાલનો જમાનો ફીતનાથી ખાલી નથી માટે ઈમાન અને ઈસ્લામને સુરક્ષિત રાખવા મુસલમાનોએ બહુ સજાગ રહેવું પડશે. અને તેઓએ સુન્નત

કદી ન છોડવી એવો સંકલ્પ કરવો જોઈએ. ઉલેમાએ આમ જનતાને કુર્આન અને સુન્નતની વિશુધ્ધ તઅલીમ વારંવાર આપવી જોઈએ. અને તેના પર અમલ થાય તેની પુરેપુરી તાકીદ–કાળ  રાખવી જોઈએ.

**સહાબીઓની પેરવી :–**

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સહાબાએ કીરામ રીદવાનહુ તઆલા બહુ ઉચ્ચ અખલાક અને અઅમાલવાળા હતા. તેઓ નેક ચારિત્રવાળા હતા. દીનના ઈલ્મમાં તેઓ પારંગત હતા.તેઓએ દીનની તઅલીમ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પાસે લીધી હતી. અલ્લાહ તઆલાએ તેઓને તેના નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સહાબીઓ તરીકે પસંદ કરેલા હતા. એટલે તેઓની ઉમ્મતે મોહંમદીયહ ના અન્ય લોકો પર સરસાઈ છે. તેઓ સદમાર્ગે– સીરાતે મુસ્તકીમ પર – ચાલનારા હતા. રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે તેઓને ઉમ્મતે મુહંમદીયહ માટે હીદાયતના સીતારા ગણાવ્યા છે. અમુક સહાબીઓ બીજા સહાબીઓ કરતા અમુક બાબતોમાં ચઢીયાતા હતા. તેઓની આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે  શંસા કરી હતી. ઈબ્ને મસઉદ (રદી.) વીશે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું હતું કે ઈબ્ને મસઉદ તમારા માટે જે કાંઈ પસંદ કરે છે તે બાબત હું પણ તમારા માટે પસંદ કરૂં છું. અને તે બાબતમાં હું રા  છું. (મુસતદરક). ઈબ્ને મસઉદ (રદી.) કહે છે કે મુસલમાનોએ સહાબીઓના પગલે ચાલવું જોઈએ જેથી સુન્નત પર અમલ થાય.

સૈયદુલ મુરસલીન મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને તેમના સહાબાએ (રદી.) દીને ઈસ્લામના સંરક્ષણ અને  ચાર– સાર માટે પસીનો અને લોહી રેડયા હતા. ઝેહમતો ઉઠાવી અને મહેનતો કરી હતી. અબુબકર સીદીક (રદી.) થી લઈને અદના સહાબીએ જે કુરબાની ઈસ્લામ માટે આપેલી તેવી કુરબાની બીજો કોણ આપી શકે ? તેઓએ રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પાસે તેમણે દીનની તઅલીમ લીધેલી. તેઓ જાણતા હતા કે સુન્નત શી ચીજ છે.

અને બીદઅત શી ચીજ છે.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું હતું : મારા સહાબીઓ તારા સમાન છે. તેઓમાંથી કોઈની પણ પેરવી કરશો તો હીદાયત પામશો. (સહીહયન) એટલે સુન્નત પર અમલ તેઓના પગલે ચાલવાથી થઈ શકે છે.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ંદગીના બધા ક્ષેત્રોને આવરી લેતી તઅલીમ ઉમ્મતને સહાબીઓ દ્વારા પહોંચાડી. સહાબીઓએ તે તઅલીમ પર સ્વયં અમલ કર્યો. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે જે કાર્યો કર્યા હતા તે કાર્યો તેઓએ નજરો નજર જોયા અને તેનું આબેહુબ અનુકરણ કર્યુ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ મે નમાઝ પઢી અને પઢાવી, કુર્આને પાકની તીલાવત કરી, રોઝા રાખ્યા, ઉમરહ અને હજ અદા કર્યા, ખૈરાત કરી, નફલી ઈબાદતો કરી, કુર્આન હિફઝ કર્યુ, ઝીક્ર કર્યો, દુઆ માંગી મતલબ બધાજ કારની ઈબાદતો કરી. સહાબીઓએ આ બધુ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પાસેથી શીખ્યા અને તેના પર અમલ કર્યો. અને બહુ ચોકસાઈથી સત્યતા પૂર્વક તેની રીવાયતો કરી. આથી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નો અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સહાબીઓના તરીકાને સુન્નત કહેવામાં આવે છે. આજ તરીકો સુન્નત, સહીહ અને મુસતહબ છે. એજ દીને ઈસ્લામનો અંગ છે. જો આ સુન્નતને છિન્ન ભિન્ન કરવામાં આવે તો ઈસ્લામ છિન્ન ભિન્ન થઈ જાય. આ સુન્નતને છિન્ન ભિન્ન કરવાનું કાર્ય બીદઅતી કરે છે.

બીદઅત દીનને વીકૃત કરવાની ગંદી રીત છે. કયાંતો સુન્નત. કયાંતો બીદઅત , બન્ને પરસપર વિરોધાભાષી બાબતો છે. સુન્નત પર અમલ એટલે જન્નત; બીદઅત પર અમલ એટલે જહન્નમ. રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના ઉમ્મતીઓ માટે તો સુન્નત સિવાય બીજો કોઈ વિકલ્પ જ નથી. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કહયું હતું કે જયાંરે લોકો બીદઅત કરે છે તો અલ્લાહ તઆલાએ તેના બદલે તેટલી સુન્નત લઈ લે છે. માટે

બીદઅત દાખલ ન કરો. અને મારી સુન્નત ને મજબુતીથી પકડી રહો. (મુસનદે અહમદ)

અબ્દુલ્લાહ બીન અમ્ર રીવાયત કરે છે કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : બની ઈસરાઈલ (યહુદ) બોતેર ફીરકામાં વહેંચાઈ ગયા હતા અને મારી ઉમ્મત તોતેર ફીરકામાં વહેચાઈ જશે. તેમાના એક ફીરકા સિવાય બધા ફીરકા (જહન્નમની)આગમાં જશે. લોકો એ પુછયું : યા રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ તે (જન્નતી) ફીરકહ (ગ્રુપ, જમાઅત) કયો ? આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું :

مَاأَنَاعَلَيْهِ وَ أَصْحَا بِى

એટલે હું અને મારા સહાબીઓ જેના પર છીએ. (એટલે સુન્નત પર અમલ કરનારા લોકો) (તીરમીઝી)

**સુન્નતના બે પાસા : અમલ અને તર્ક :–**

સુન્નત તેના ખરા અર્થ માં તે કાર્યો છે જે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કરેલા એટલુંજ નહી પણ તે કાર્યો નો પણ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની સુન્નતમાં સમાવેશ થાય છે. જેના પર આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે અમલ કર્યો નથી. સુન્નતના બે પાસા છે. એક જે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કર્યુ તે, અને બીજુ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ન કર્યુ તે બન્ને પાસા મળીને સંપૂર્ણ તઅલીમ કહેવાય. ઉદાહરણ તરીકે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ મે અર્ધ રાત્રી પછી તહજ્જુદની નમાઝ પઢી એ નફલી ઈબાદતનું પહેલું પાસુ. આપે ફજરની નમાઝ પછી સૂર્યોદય થતાં સુધી કોઈ નમાઝ ન પઢી આ નફીલ ઈબાદતનું બીજુ પાસુ. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે નફલ રોઝહ રાખ્યા પણ તેમણે બન્ને ઈદના અને તશરીકોના દીવસોમાં નફલ રોઝહ ન રાખ્યા. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે સફરમાં રોઝહ રાખ્યા અને ઈફતાર કર્યો. (રોઝહ નહી રાખ્યો, રોઝહ તોડી નાખ્યો.) વગેરે. આ પરથી જણાય છે કે સુન્નતના બે પાસા (બાજુ) છે.

:કરવું અને ન કરવુ બન્ને સુન્નત છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ જે કર્યુ તે સુન્નત અને જે ન કર્યુ તે પણ સુન્નત. બન્ને કારના કાર્યો નો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સહાબીઓની સુન્નતમાં પણ સમાવેશ થાય છે.

મુલ્લા અલી કારી (રહ.) આ બાબતની સમજુતી આપતા જણાવે છે કે મુતાબઅત (તાબેદારી) બે અર્થો માં છે, અમલ અને તર્ક. જે કામો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કરેલા તે કરવા અને જે તેમણે ન કરેલા તર્ક કરવા. (ત દેવા). તેથી જે કોઈ તે કામ કરે જે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ કરતા ન હતા તો તે બીદઅત કરે છે અને જે કોઈ તે કામ નહી કરે જે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ કરતા હતા તો તે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની સુન્નતને ત દેછે.

શેખ અબ્દુલ હક મોહદદીસ દહેલવી (રહ.) નું પણ આજ મંતવ્ય છે. તેઓ ફરમાવે છે કે જેમ અમલ કરીને પેરવી (તાબેદારી) કરવી વા બ છે તેમ અમલ ન કરી (એટલે તર્ક કરીને, ત દઈ ને) તાબેદારી કરવી પણ વા બ છે. તેથી જો કોઈ એવા કાર્યો કરે જે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કર્યા ન હતા તે બીદઅતી છે. કારણ કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : જે કોઈ આવા કાર્ય પર અમલ કરતો રહે જે અમારાથી નથી તે કાર્ય રદ બાતલ છે.

ઈમામ સૈયદ જમાલુદીન મુહદદીસ (રહ.) કહે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે જે કાર્ય ન કરેલું તેનાથી દુર રહેવું સુન્નત છે. જેવી રીતે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે જે કાર્ય કરેલું તે પર અમલ કરવું પણ સુન્નત છે.

ઈબાદતમાં સુન્નત પર અમલ ન કરવો ગુનોહ છે તેનાથી વધુ ગંભીર ગુનોહ તે છે કે જે સુન્નત નથી તે પર અમલ કરવો એટલે કે બીદઅત કરવી તે. કરવું અને ન કરવું બન્નેમાં તાબેદારી છે. હુકમ અને નિષેધ બન્નેમાં તાબેદારી

છે.

અહી જે બીદઅહ (બીદઅત) ની ચર્ચા થઈ રહી છે. તેને બીદઅતે સય્યીઅહ (ગુનાહીત) કહેવામાં આવે છે. દીનમાં દરેક નવીન બાબત બીદઅતે સય્યીઅહ અથવા દલાલહ કહેવાય છે. આજ તે બીદઅત છે જેને રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે રદબાતલ કરતાં ફરમાવ્યું છે કે : " જે કોઈ આ અમારા દીનમાં فِــى أَمُــرِنَـا هٰـذَا જે બાબત નથી તે (એટલે નવીન બાબત) દાખલ કરે (ઉમેરો કરે) તે દીનનો ભાગ નથી અને તે રદબાતલ છે" તેથી ઈબાદતોની નવી રીતોની કોઈ શરઈ હૈસીયત નથી શરીઅતે તેની સદંતર મનાઈ કરી છે.

**આધુનિક યુગની શોધોનો ઉપયોગ :–**

આધુનિક જમાનાની વૈજ્ઞાનિક અને ટેકનીકલ શોધોને લીધે નવી નવી ચીજો અસ્તીત્વમાં આવી રહી છે. રેડીયો, ટેલીફોન, માઈક્રોફોન, વિમાન, સ્ટીમર, રેલ્વે, મોટર વગેરે સંદેશ વ્યવહાર અને વાહન વ્યવહારના સાધનો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના જમાનામાં નહતા તેનો બીદઅતે દલાલહની વ્યાખ્યામાં સમાવેશ થઈ શકતો નથી. તેના બે કારણો છે. થમ તો આ સાધનો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના જમાનામાં ન હતા. જે ચીજો અને સાધનો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના જમાનામાં હતા અને જેનો ઉપયોગ નો કોઈ હેતુ પણ મૌજુદ હતો છતાં જો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે તેનો ઉપયોગ ન કર્યો હોય તો તેને બીદઅતની વ્યાખ્યામાં સમાવેશ થાય. બીજુ વૈજ્ઞાનિક અને ટેકનીકલ શોધો શરઈ(સુન્નત) ઈબાદતના તરીકાઓમાં દખલ, વિક્ષેપ અવરોધ, સુધારો, વધારો કે વિકૃતિ કરતી હોય તો તે બીદઅતે સય્યીઅહ અથવા દલાલહ છે બીદઅતે ઈજાદ કરેલી બાબત છે જે શરઈ ઈબાદતોની રીતોમાં સુધારો, વધારો, વિકૃતિ અથવા ફેરફાર કરે છે. અને ઈબાદતની સુન્નત તરીકાનો નાશ કરે છે.

ઈસ્લામના ચૌદ સદીના ઈતિહાસમાં ' فِــى أَمُــرِنَـا هٰذَا' શબ્દોનો અર્થ

આ અમારા દીનમાં એટલે આ અમારા દીનના તરીકામાં કરવામાં આવ્યો છે. આ તરીકો અલ્લાહ પાક ના હુકમથી રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે બતાવ્યો હતો. દીન સિવાય બી બાબતોનો આ વ્યાખ્યામાં સમાવેશ થતો નથી. એટલે વાહન વ્યવહાર અને સંદેશ વ્યવહારના સાધનોનો ઉપયોગ બીદઅતે દલાલહ, બીદઅતે સય્યીઅહ નથી એટલે આ ચીજો ના ઉપયોગ ને બીદઅત કહેવું અને એમ કરીને દીનમાં નવીન બાબતોને પણ આધુનિક વૈજ્ઞાનિક અને ટેકનીકલ શોધો જેવી જ ઠેરવવી વિકૃત દલીલબા છે.

" فِى أَمْرِنَا هٰذَا " **અર્થ :–**

આ દલીલના સમર્થનમાં આ હદીસ ચોખવટ કરે છે . રાફેઅ બીન ખદીજ (રદી.) રીવાયત કરે છે કે નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ જયારે મદીના તશરીફ લાવ્યા ત્યારે તેમણે મદીનાના લોકોને ખજૂરના ઝાડોના નર અને માદા ફુલોને સાથે બાંધતા જોયા, તેઓ ફળો (ખજૂર) વધુ લાગે તે માટે આમ કરતા હતા. આ જોઈને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કહયું : આમ ન કરો તો સારૂ. રહેવા દો. તેથી તેઓએ આ કામ ત દીધું. પણ તેથી ફળોનું ઉત્પાદન ઘટી ગયું. તેઓએ આ બાબતની આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને જાણ કરી ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : હું તો માત્ર મનુષ્ય છું ⌟

إِذَا أُمَرْتُكُمْ بِشَىْءٍ مِنْ اَمْرِ دِيْنِكُمْ فَخُذُوْ بِهِ وَاِذَا أَمَرْتُكُمْ بِشَىْءٍ مِنْ رَأْىٍ
ا أَنَا بَشَرٌ

(મુસ્લિમ) અર્થાતઃ હું જયારે તમોને તમારા દીનની કોઈ બાબતમાં હુકમ કરૂં તો તે લઈ લો (તેની તાબેદારી કરો) ; અને જયારે હું તમોને કાંઈ મારા મત મુજબ કાંઈ હુકમ કરૂં તો હું ફકત એક બશર છું. (એટલે તે તમોને બંધન કર્તા નથી)

આ હદીસથી સ્પષ્ટ થાય છે કે બીદઅત

فِى أَمْرِنَا هٰذَا અથવા مِنْ اَمْرِ دِيْنِكُمْ

આ અમારા દીનમાં નવીન બાબત દાખલ કરવા વિષે છે અને આ હુકમ નવીન શોધખોળોના ઉપયોગને વિષે નથી.

વૈજ્ઞાનિક અને ટેકનીકલ શોધો અને દીનમાં દાખલ કરેલી બાબતોમાં સામ્યતા નથી. દીનમાં દાખલ કરેલી બાબતોને શોધો કહી બંનેની તુલના કરવી વિકૃત દલીલબા છે. દીનની બધી ( અને ખાસ કરીને સુન્નત) બાબતો વહીના આધારે છે જયારે આધુનિક યુગની શોધો ઈન્સાનની અકકલને આધારે છે. બીદઅત વૈજ્ઞાનિક શોધ નથી પણ દીની ગુમરાહી છે. ગુનાહિત કાર્ય છે. તેની શિક્ષા જહન્નમની આગ છે. વૈજ્ઞાનિક શોધોનો ઉપયોગ ગુમરાહી નથી. જો આવી શોધો શરઈ ઈબાદતના તરીકામાં વિક્ષેપ ન નાખે અને વિકૃતિ ન કરે તો તેનો ઉપયોગ જાઈઝ છે. જો તેનો ઉપયોગ કુર્આન અથવા હદીસના કોઈ હુકમ વિરૂધ્ધ હોય તો તે નાજાઈઝ છે.

ઘડીયાળ, વિજળીથી ચાલતા પંખા અને લાઈટ, ચલણી સીકકા, ચશ્મા, બનાવટી દાંતોના ચોકઠા, ગાલીચા વગેરેનો ઉપયોગ બીદઅતની વ્યાખ્યામાં આવતો નથી ચલણી સિકકા અને નોટો ઝકાતમાં આપી શકાય છે. ઘડીયાળ, પંખા, વીજળી, ગાલીચા અને માઈક્રોફોન મસ્દમાં વાપરી શકાય છે. જો કોઈ ચીજ દીની બાબતોમાં દખલ કરે તો તેનો ઉપયોગ જાઈઝ નથી. માઈક્રોફોનનો ઉપયોગ અઝાન, વાઅઝ ; ખુત્બહ માટે કરવામાં આવી શકે છે. પણ જો કોઈ ટેપરેકોર્ડ કરેલી અઝાન આપવામાં આવે તો તે સુન્નત વિરૂધ્ધ ગુનાહિત કાર્ય છે. લાઉડ સ્પીકરના ઉપયોગથી અઝાનનો અવાજ દૂર સુધી જાય છે. તે સુન્નતની વિરૂધ્ધ નથી. વસ્તી વધારાને લીધે મુકબ્બીરીન ના સ્થાને કિરઅત ખુત્બહ અને વઅઝ માટે લાઉડ સ્પીકર કાંઈક કરાહત સાથે અનિવાર્ય બન્યું છે. જો કે નમાઝમાં મુકબ્બીરીનની થા સુન્નત છે.

**સહાબીઓની સુન્નતો :–**

સહાબી (રદી.) ની સુન્નતને દીની શોધો ગણાવવી અને તેની દુન્યવી ચીજોની વૈજ્ઞાનિક શોધો સાથે સરખામણી કરવી એ વિકૃત માનસની તાર્કિક

દલીલ છે. આમ કરવું સહાબીઓની તવહીન છે. અને તેઓ પર બોહતાન થોપવાનો એક મલીન યાસ છે. સહાબીઓએ હદીસો શોધી ન હતી. ઘડી કાઢી ન હતી, ઉપજાવી ન હતી. સહાબીઓએ કદી પણ એવું દુષ્ટ કાર્ય કર્યુ ન હતું. તેઓ એ તેજ કાર્ય કર્યા હતા જે તેઓએ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને કરતા જોયા હતા. જયારે તેઓ સમક્ષ નવા શ્નો ઉપસ્થિત થયા ત્યારે તેઓએ કુર્આન અને નબવી હદીસ–સુન્નતની તઅલીમ ના આધારે તેના ઉકેલો શોધ્યા અને જયારે આ બન્નેમાં કોઈ સ્પષ્ટ ઉકેલ ન મળ્યો ત્યારેજ તેઓએ ઈજતેહાદનો ઉપયોગ કર્યો હતો. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની ઈજતેહાદ માટે તેઓને ઈઝાજત હતી.

**ઈજતેહાદ કે ઈજાદ ? :–**

મુઆઝ બીન જબલ (રદી.) રીવાયત કરે છે કે જયારે નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે તેમને યમન મોકલ્યા ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે તેમને પુછયું : જયારે કોઈ શ્ન ઉપસ્થિત થાય તો તમે કેવી રીતે નિર્ણય કરશો ? તેમણે જવાબ આપ્યો : હું અલ્લાહ તઆલાની કિતાબ મુજબ તેનો નિર્ણય (ફેસલો) કરીશ.(પછી) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે પુછયું : જો (તે) અલ્લાહ ની કિતાબમાં તમોને ન મળે તો ? તેમણે જવાબ આપ્યો : તો પછી હું અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની સુન્નત મુજબ નિર્ણય કરીશ. ફરી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે પુછયું : જો તમોને અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની સુન્નતમાં પણ તે ન મળે તો ? તેમણે જવાબ આપ્યો : " (اَجْتَهِدُ بِرَأْىِ). (અર્થાત મારા અભિ ાય મુજબ ઈજતેહાદ કરીશ.) અને તેમા કસર રાખીશ નહી.

મુઆઝ (રદી.) એ (વધુમાં) રીવાયત કરી છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે તેમની (મુઆઝની) છાતી પર હાથ માર્યો અને ફરમાવ્યું : અલ્હમદુ લીલ્લાહ જેણે અલ્લાહના રસુલના રસુલને તે આપ્યું જેનાથી અલ્લાહના રસુલ ખુશ છે. (તીરમીઝી, અબુદાઉદ, મીશકાત)

આ હદીસના આધારે સહાબીઓએ, મોહદ્દીસીનો અને ઈમામોએ ઈજતેહાદ કરી નવા શ્નોના ઉકેલ કુર્આન અને હદીસ–સુન્નતના ઈલ્મની રોશનીમાં કર્યા. ઈજતેહાદ કાંઈ મનમાની નથી. પણ એક મહાન અને મહત્વ દીની જવાબદારીનું કાર્ય છે. એટલે સહાબીઓની–સુન્નતોને "શોધો" આલેખવી નબવી ફરમાનની હંસી ઉડાવવા જેવું છે. આવું કહેનારા જાણે તીબેટના બૌધ્ધ ધર્મ ના લામા (સાધુઓ) અને એન્ડીઝ પહાડી દેશના લામા (ચોપગાં) વચ્ચે કશી તફાવત જોતા નથી. અબ્દુલ્લાહ બીન ઉમર (રદી.)એ રીવાયત કરેલી હદીસમાં કહેવામાં આવ્યું છે કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું છે કે :

اُمّتِى عَلٰى ثَلاثٍ وَ سَبْعِيْنَ مِلَّةً كُلُّهُمْ فِى النَّارِ اِلاّ مِلّةً وَاحِدَةً قَالُوْ ا مَنْ هِىَ يَا رَسُوْلَ اللّهِ قَالَ مَا أَنَا عَلَيْهِ وَ أَصْحَابِىْ

(તીરમીઝી) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની ઉપર લખેલ હદીસના કલેમાતનો અર્થ એ છે કે : મારી ઉમ્મતનું તોતેર ફીરકામાં વિભાજન થશે. તે પૈકી એક સિવાય બીજા બધા ફીરકા જહન્નમી હશે. જે લોકો મારા અને મારા સહાબીઓના તરીકા પર અમલ કરશે તેજ લોકો જન્નતી છે. તેથી અહલે સુન્નત રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની સુન્નત અને તેમના સહાબીઓની સુન્નત પર અમલ કરે છે કારણકે જન્નતી થવાની એ એક માત્ર શરત છે. એથી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સહાબીઓની સુન્નત (સુન્નતો) નો દરજજો શું છે તે સ્પષ્ટ છે. તેઓની સુન્નતને "શોધો" કહેવી અને દુન્યવી ચીજોની " શોધો " સાથે સરખાવવી સહાબીઓની ત્યક્ષ અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની પરોક્ષ નાલીશી કરવા બરાબર છે.

**તરાવીહની બાજમાઅત નમાઝ :–**

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સહાબીઓના દીની કાર્યો બીદઅતો ન હતા.પણ સુન્નત હતા કારણકે તેઓ પોતે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની સુન્નતના પાબંદ હતા. બીદઅતીઓની દલીલ છે કે

તરાવીહની બાજમાઅત નમાઝ બીદઅતે હસનહ છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે પોતે  તરાવીહની નમાઝ ત્રણ દિવસ સુધી જમાઅતની ઈમામત કરી હતી.  એ વિષે ઝૈદ બીન સાબીત (રદી.) ની  રીવાયત સહીહ બુખારી અને સહીહ મુસ્લિમમાં છે. અને અબુ  હુરૈરહ (રદી.) ની રીવાયત સહીહ મુસ્લિમમાં છે. ઝૈદ બીન સાબિત (રદી.) ની રીવાયતમાં જણાવવામાં આવ્યું છે કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું :મે તમોને તે કામો (ખંખારવાના, અવાજ કરવાના જેથી  રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ આરામગાહમાંથી બહાર આવે અને મસ્દમાં તેઓને તરાવીહ ની નમાઝ પઢાવે ) કરતા જોયા (સાંભળ્યા) પણ મને ધાસ્તી રહે છે કે તે (તરાવીહની નમાઝ) મકતુબ (ફર્ઝ) તમારા માટે ન થઈ જાય. (સહીહૈન)

અબુ હુરૈરહ (રદી.) રીવાયત કરે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે રમઝાન માસ દરમ્યાન લોકોને રાત્રે નમાઝ માટે તેને ફર્ઝ સમજયા વગર પઢવા માટે કહયું હતું. (રગબત આપી હતી) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : જે કોઈ રમઝાનના રોઝહના મહીનામાં રાત્રે ઈમાન અને એહતેસાબ (સવાબની ઉમ્મીદ) સાથે  નમાઝ (તરાવીહ) પઢે તો તેના આગલા ગુનાહો બક્ષી દેવામાં આવે છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની વફાત પછી તરાવીહ ની નમાઝ (પોતાના ઘરે અને મસ્દે નબવીમાં એકલા તરાવીહની નમાઝ પઢવાનું) અબુબક્ર (રદી.) ની ખીલાફત દરમ્યાન અને ઉમર ફારૂક (રદી.) ની ખીલાફતના પૂર્વાધ સમય દરમ્યાન સહાબીઓએ ચાલુ રાખ્યુ હતું. (મુસ્લિમ) આ સહીહ રીવાયતોના આધારે તરાવીહ સુન્નતે મોઅકકદહ છે.

અબ્દુર્રહમાન બીન અબ્દુલ કાદીર (રહ.) રીવાયત કરે છે કે  હું અને ઉમર અલ–ખત્તાબ (રદી.) (રમઝાન માસની) એક રાત્રે મસ્દમાં આવ્યા અને જોયું કે લોકો એક બીજાથી જુદા થઈ ને (નમાઝ પઢવા) ઉભા હતા. એક માણસ એકલો નમાઝ પઢતો હતો અને બીજો માણસ કેટલાક માણસોને નમાઝ

પઢાવી રહયો હતો. તેથી ઉમર (રદી.) એ કહયું : મને લાગે છે કે એક કારી (ઈમામ) પાછળ આ બધા લોકો (તરાવીહની) નમાઝ પઢેતો બેહતર થાય. પછી તેમણે નિર્ણય કર્યો અને ઉબય બીન કઅબ (રદી.) ની ઈમામત હેઠળ તેઓને એકઠા કર્યા (એટલે તેમણે ઉબય બીન કઅબ (રદી.) ને તરાવીહ ની નમાઝ પઠાવવા નિયુકત કર્યા.) (બુખારી) આમ ખલીફતુલ મોઅમિનીન ઉમર અલ– ખત્તાબ (રદી.) એ તરાવીહની બા જમાઅત નમાઝ સહાબીઓના મશ્વેરા પછી પુનઃ સ્થાપીત કરી. આ બીદઅતે દલાલહ કે સય્યીયહ નથી પણ સુન્નતે મોઅકકદહ છે. સુન્નતે રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને સુન્નતે સહાબી છે.

આ હદીસના આધારે ઈમામ અબુ હનીફા (રહ.) અને ઈમામ શાફીઈ (રહ.) તરાવીહની નમાઝ બાજમાઅત પઢવાનો હુકમ કરે છે. ઈમામ માલીક (રહ.) તરાવીહની નમાઝ એકલા અને પોતપોતાના ઘરે પઢવાને બેહતર માને છે. ચાહે એકલા ઘરે પઢે અથવા બાજમાઅત મસ્જીદમાં પઢે બંને મસનુન તરીકા છે. બાજમાઅત તરાવીહ પઢવું બેહતર છે.

**બીદઅતે હસનહ (સુન્નતે હસનહ) :–**

તરાવીહની બાજમાઅત નમાઝની જેમ બી પણ સુન્નતો સહાબીઓ તરફથી છે. અબુબક્ર (રદી.) ની ખીલાફત દરમ્યાન કુર્આન ને એકત્ર કરવામાં આવ્યું. ઉસ્માન ગની (રદી.) ની ખીલાફત દરમ્યાન કુર્આનની નકલો કરવામાં આવી. ત્યાર બાદ કુર્આને પાકમાં ફતહા, કસરા, ઝમ્મહ, શાહ, મદ્દ વગેરે એઅરાબ અને નુકતા, તેનું રુકુઅ, પા, અર્ધા, પોણા, આખા પારામાં વિભાજન, કુર્આને પાકનું છાપકામ, ઈલ્મે નહવ (વ્યાકરણ), ઉલુમે ફીકહ, ઈલ્મે ફીકહ, હદીસોનું એકત્ર કરવું અને સીહાહે સીત્તાહનું લેખન અને કાશન, કુર્આન હદીસ અને ફીકાહના અભ્યાસ માટે મદ્રેસા, ઉસ્તાદો રાખવા, મઝહબી કિતાબોનું કાશન, ખાનકાહો, દારૂલ ઉલૂમો, દીનના ઈલ્મની ચાર સાર માટે કિતાબો અને રીસાલાનું લેખન– કાશન, વાઅઝ–બયાન ઈજતીમાઈ જલસા

વગેરે કેટલાંય કાર્યો કરવામાં આવે છે. આમાનુ કોઈપણ કાર્ય બીદઅત નથી. કારણકે તે નબવી સુન્નતમાં કોઈપણ જાતનો ફેરફાર કરતું નથી. પણ તેને મુસ્તહકમ કરે છે. બીદઅત તો તે કાર્ય છે જે સુન્નતનું સ્થાન લે છે. અથવા તેને વિકૃત કરે છે. આ બધાં કાર્યો કુર્આન અને હદીસ–સુન્નતની તઅલીમની વૃધ્ધિ અને સાચવણી કરે છે. કુર્આન અને સુન્નત–હદીસની તઅલીમની વિકૃતી કરતો નથી તેમાં વધારો, સુધારો, કે ઘટાડો કરતો નથી તેથી આવા કાર્યોને નવીન બાબતો હોવા છતાં બીદઅતે દલાલહ કે સય્યીઅહ કહી શકાય નહી. આવા કાર્યો જેનાથી દીની તઅલીમના ચાર અને હિફાઝત તેમજ સરળતા માટે કરવામાં આવે તેને સુન્નતે હસનહ કહેવામાં આવે છે.

બીદઅત નો સામાન્ય ભાષા યોગ બીદઅતે દલાલહ અથવા સય્યીઅહ માટે થાય છે. જે ગુમરાહી તે રદ બાતલ છે. આ શરઈ અર્થ છે. બીદઅતનો બીજો કાર લુગવીયહ (ભાષાકિય ) છે. જે તેના શાબ્દીક અર્થમાં–એટલે ઈજાદ કરેલી–નવીન બાબતના અર્થ માં થાય છે. બીદઅતે લુગવીયહના પાંચ પેટા કારો છે. તેમાનો એક કાર બીદઅતે હસનહ છે. બીદઅતે સય્યીઅહ એટલે બીદઅતે દલાલહ જે ઈબાદતના શરઈ તરીકામાં દખલ, ફેરફાર, સુધારો, વધારો, કે વિકૃતી ઈજાદ (ઉત્પન્ન) કરે છે. તેથી તે રદ બાતલ છે. આવી બીદઅત આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સહાબીઓની સુન્નતથી ખીલાફ છે. તેથી તેને બીદઅતે દલાલહ (ગુમરાહી) કહેવામાં આવે છે. બીદઅતે હસનહ હકીકતમાં બીદઅત નથી. બીદઅતે હસનહથી સુન્નતમાં કશો ફેરફાર થતો નથી. તદઉપરાંત તેનો મકસદ સુન્નતને હસનહ કે સંપૂર્ણ (સુંદર) બનાવવાનો નથી કારણ કે સુન્નત પોતે જ હસનહ અને સંપૂર્ણ છે. જે પોતે હસનહ અને સંપૂર્ણ છે. તેને બેહતર બનાવી શકાય નહી. બીદઅતે દલાલહ સુન્નતને વધુ હસનહ અને સંપૂર્ણ બનાવવાનો મકસદથી કરવામાં આવે છે. તેથી તે રદ બાતલ છે.

જાબીર (રદી.) એ એક હદીસે નબવીની રીવાયત કરી છે જે બહું

લાબી હોવાથી અહી આખી હદીસ ટાંકવામાં આવી નથી તેનો શરૂઆતનો ભાગ ટુંક સાર એ છે કે મુદર કબીલાના કેટલાક અર્ધ નગ્ન અને ભુખ્યા દુ:કાળગ્રસ્ત લોકો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પાસે મદદ માટે આવ્યા. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ નમાઝ બાદ ખુત્બહ આપ્યો અને આ દુખી લોકોની મદદ કરવા સહાબીઓને ઉપદેશ આપ્યો નસીહત કરી.લોકોએ ખોરાક અને કપડાના ઢગ મસ્દમાં ખડકી દીધા આથી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નો મુબારક ચહેરો ચમકી ઉઠયો.(એટલે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ બહુ ખુશ થયા) પછી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું :( مَـنْ سَنَّ فِی الاِسْلاَمِ سُنَّةً حَسَنَةً فَلَهُ اَجْرُهَا وَ اَجْرُ مَنْ عَمِلَ بِهَامِنْ بَعْدِهِ مِنْ غَيْرِ أَنْ يُنْقَصَ مِنْ أُجْرِهِ شَیُّ وَمَنْ سَنَّ فِی الاِسْلاَمِ سُنَّةً سَيِّئَةً كَانَ عَلَيْهِ وِزْرُهَا وَ وِزْرُ مَنْ عَمِلَ بِهَامِنْ بَعْدِهِ مِنْ غَيْرِ أَنْ يُنْقَصَ مِنْ أَوْزَارِ مِنْ شَیْءٍ ) (મુસ્લિમ) અર્થાત જે કોઈ ઈસ્લામમાં નેક રીત (બાબત), (સુન્નતન હસનહ) દાખલ કરે છે તેને તેનો બદલો અને તેના પછી જે લોકો તેના પર અમલ કરે તેનો બદલો મળશે. અને તેઓના બદલામાં જરા પણ ઘટાડો કરવામાં આવશે નહી. અને જે કોઈ ઈસ્લામમાં દુષ્ટ બાબત (સય્યીઅહ) દાખલ  કરે છે તેની જવાબદારી તેની છે. અને (વધુમાં) તેના પછી જે લોકો તેના પર અમલ કરે છે. તેની પણ જવાબદારી તેના શીરે છે. અને તે લોકોની જવાબદારીમાંથી કાંઈ પણ ઘટાડો કરવામાં આવશે નહી.

આ હદીસમાં નેક તરીકો સુન્નતે (હસનહ ) દાખલ કરવાના અજર અને દુષ્ટ (સય્યીઅહ) તરીકો દાખલ થવાના ગુનાહની જવાબદારી વીષે કહેવામા આવ્યું છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ ખુત્બાહની શરૂઆતમાં લોકોને  અલ્લાહ તઆલાથી ડરવાની અને દરેક જણે આવતી કાલ (કિયામત) માટે અગાઉથી શું મોકલ્યું તે જાણી લેવાની નસીહત કરતી કુર્આને પાકની આયતો તીલાવત કરી. અહીં આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નો મકસદ લોકોને મર યાત ખૈરાત અને દુ:ખી–લાચાર લોકોની માલી મદદ જેવા

નેક કાર્યો માટે નશીહત કરવાનો હતો. અને આવા નેક કાર્યોને ઉપર જણાવેલ હદીસમાં સુન્નતે હસનહ કહેવામાં આવ્યા છે. આવા નેક કામો હસનહ છે. કારણ કે તેથી ભલાઈનો મકસદ છે. પણ તે બીદઅતે દલાલહ નથી. કારણ કે તે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની સુન્નત અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના સહાબીઓની સુન્નતથી ખીલાફ નથી. તેમજ તેમા કોઈ પણ કારે રદોબદલ કરતી નથી. બીદઅતે હસનહ અરબી પરી ભાષીક શબ્દ યોગ છે. જે સુન્નતના નામથી પણ ઓળખવામાં આવે છે. બીદઅતે હસનહ સુન્નતની તકલીદ કરે છે.

**સુન્નતે હસનહના કાર્યો :–**

કુર્આને મ દ, હદીસોની અને ફીકહની અને બી દિની કિતાબોનુ છાપ કામ, કુર્આન, હદીસ અને શરઈ દીની તઅલીમની વ્યવસ્થા કરતી સંસ્થાઓ અને તેની માલી અને ઝાતી મદદ, મસ દો, મકતબો, મદ્રેસા દારૂલ ઉલુમો, ખાનકાહો અને યતીમખાનાની સ્થાપના અને સંચાલન, ફીકહના ચાર મસલકો (મઝહબો) (ફીકહ) ની સ્થાપના, તશવ્વુફના સિલસિલા, મુરાકબા, ઝીક્ર, તબ્લીગી જમાઅતના ઈજતેમા, ખત્મે કુર્આન મ દ, ખત્મે બુખારી શરીફ, દીની સાહિત્યનું લેખન અને કાશન, વાએઝ બયાન વગેરે સુન્નતે હસનહ છે. તેના ખરા અર્થમાં બીદઅત એટલે બીદઅતે સય્યીઅહ કે દલાલહ નથી. કારણ કે આ કાર્યો સુન્નતમાં દખલ કરતા નથી. આ કાર્યો મુસ્તહબ છે. કારણ કે તે ઈસ્લામી તઅલીમના સાર– ચાર અને અમલ માટે મસનૂન તરીકા ના આથારે કરવામાં આવે છે. કોઈ પણ વૃતી સુન્નત વિરૂધ કરવામાં આવે ત્યાંરે તે રદ બાતલ છે. તે દલાલહ અને સય્યીઅહ છે. જેમકે બીદઅતે દલાલહના ચાર માટે કોઈ સંસ્થાની સ્થાપના કરવી અને સાહિત્ય છપાવવું તેનો ચાર કરવો, તેમાં ઝાતી અથવા માલી મદદ આપવી આવા સર્વ કાર્યો બીદઅતે દલાલહ છે. બીદઅતે દલાલહ,મુસ્તહબ નથી પણ ગુમરાહી અને ગુનાહીત છે.

મકતબ મદ્રેસા અને દારૂલ ઉલુમોની સ્થાપનાથી ઈસ્લામી તઅલીમની

વ્યવસ્થા થઈ છે. તેમાં કુર્આન, હદીસ, ફીકહ અને ઈસ્લામી ઈતિહાસની તઅલીમ આપવામાં આવે છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પોતે સુફફાહનો મદ્રેસો ચલાવતા હતા. અને પોતે કુર્આન અને હદીસની તઅલીમ સહાબીઓને આપતા હતા.

મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ઉમ્મી નબી હતા એટલે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ મેં પોતે કોઈ લખાણ લખ્યું ન હતું પણ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની હાજરીમાં આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સહાબીઓએ કુર્આનની આયતો સુરતો અને હદીસો લખી લેતા હતા. અબુબક્ર (રદી.) ની ખીલાફત દરમ્યાન કુર્આને પાક એકત્ર કરાયું. ઉસ્માન (રદી.) ની ખીલાફત દરમ્યાન કુર્આને પાકની સરદી કોપીઓ કરવામાં આવી હતી. આથી કુર્આને પાકની હિફાઝત થઈ, બહોળો ચાર શકય બન્યો. એઅરાબ અને નુકતાઓની મદદથી કુર્આને પાકની તીલાવત અને કિરઅત સરળ, સહેલી અને વ્યાપક બન્યા. કુર્આને પાક ના છાપકામથી તેની તઅલીમ અને તીલાવતને ઉત્તેજન મળ્યું.

હદીસો પણ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સમયમાંજ સહાબીઓએ લખી લીધી હતી. ત્રી હીજરી સદીમાં તેનું સંકલન થયુ. અને સિહાહે સીત્તાહના અમુલ્ય હદીસ સંગ્રહો લખાયા. ચાર ઈમામોએ કુર્આન અને હદીસના ઈલ્મના આધારે ઈજતેહાદ, ઈજમાઅ અને કયાસ નો ઉપયોગ કરી ફીકહના ઈલ્મને વ્યવસ્થિત સ્વરૂપ આપ્યું. તાવીલ ( અર્થ ઘટન)થી તેઓએ ઈલાહી અને નબવી ફરમાનોની વિગતો ઘડી કાઢી જેથી ફીકહના ચાર મસલકો (મઝહબો) અસ્તિત્વમાં આવ્યા. આ મસલકોમાં કોઈ બુન્યાદી મતભેદો નથી જેથી ચાર મસલકો સુન્નત અને બરહક છે. આ ફીકહના વ્યવસ્થિત ઈલ્મના લીધે ઈસ્લામી શરીઅતના કાયદા કાનુનોનું વિજ્ઞાન વિકસ્યું અને ઈસ્લામી શરીઅતનું જ્ઞાન વીસ્તર્યું, અને તેનો અમલ સરળ બન્યો.

ખાનકાહોમાં અલ્લાહ પાક નો ઝિક્ર થાય છે. ઈસ્લામની તઅલીમ

અપાય છે. પર ધર્મોની અસરથી જે કાંઈ ખરાબીઓ પાછળથી મુસલમાનોમાં દાખલ છે તે બીદઅતે દલાલહ છે. જેની સાફસફાઈ સમય સમયે કરવામાં આવી છે. તસવ્વુફના સિલસિલાના મુરાકબહ સુન્નત ના ખીલાફ નથી. તે સર્વે રીયાઝતે બાતીનની સફાઈ પર આગ્રહ રાખે છે. પણ સુફીઓ અને વલીઓને કુર્આન અને હદીસના શરઈ બંધનો તેટલાજ માણમાં લાગુ પડે છે. ખાનકાહો રૂહાનિયત અને ઈસ્લામી તઅલીમના મરકઝો છે.પણ સાઝ, સમા અને રકસ બીદઅત છે. ઈસ્લામની ઈબાદતના તરીકા નથી. ઈસ્લામી–તબ્લીગી ઈજતેમામાં વઅઝ દ્વારા કુર્આન અને હદીસની તઅલીમ આપવામા આવે છે. નમાઝ, કુર્આને પાકની તિલાવત, કુર્આન અને હદીસના ઈલ્મ, ઝીક્ર, તસ્બીહ, તહલીલ, દુરૂદ શરીફ અને દુઆ વિશે તઅલીમ અને સહીહ સુન્નત તરીકા પર ઈબાદત માટે અને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નો તઅલીમ મુજબ વન ઢાળવા માટે લોકોને નસીહત કરવામાં આવે છે. કશુ સુન્નત ના ખીલાફ નથી.

તેનો મકસદ અને તરીકો સુન્નત છે. " (અમ્ર બીલ મઅરૂફ અને નહી અનીલ મુનકર) " ના ઈલાહી આદેશનો આ અમલી યાસ છે. સુન્નત ને વંત બનાવવાનો તેનો મકસદ છે. દીની દઅવત અને ઈસ્લાહનુ આ કાર્ય છે. આ કાર્યથી કુર્આન અને સુન્નતની તબ્લીગ થાય છે. મુસલમાનોની ઈસ્લાહ થાય છે.

ખત્મે કુર્આને પાક અને ખત્મે બુખારી શરીફ સુન્નત છે. કુર્આને પાકની તીલાવતની ઘણી ફઝીલતો હદીસોમાં રીવાયત થયેલી છે. બુખારી શરીફ નબવી હદીસનો સૌવ થી શ્રેષ્ઠ સંગ્રહ છે. તેની તીલાવતથી નબવી હદીસની તઅલીમ અને અમલનો મકસદ છે. તેથી તે સુન્નત ના ખીલાફ નથી.

**મુકમ્મલ દીને ઈસ્લામ :–**

હજજતુલ વિદાઅ સંગે સુરએ માયેદહની પાંચમી આયત આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પર નાઝીલ થઈ હતી. જેમા અલ્લાહ તઆલા ફરમાવે છે કે તેણે ઈસ્લામને તમારા માટે મુકમ્મલ (સંપૂર્ણ) કરી દીધો. આ

આયત વીશે હીજરી અગ્યારમી સદીના  મુજદદીદ મુલ્લા અલી કારી(રહ.) ફરમાવે છે કે આ દીને ઈસ્લામને સંપૂર્ણ કરવા માટે કોઈ પણ કાર્ય ઉપજાવી કાઢવાની જરૂર નથી. જે કુર્આન અને સુન્નતથી બાહર હોય (શર્હે ફીકહુ અલ –અકબર)

આ બહુ સીધી સાદી બાબત છે  કે જે સંપૂર્ણ હોય, મુકમ્મલ હોય અને અલ્લાહ પાક તેની જાહેરાત વહીએ મતલુ દ્વારા કરે તો પછી તેમાં ફેરફાર, સુધારો કે વધારો કરવાનો કાંઈજ અવકાશ નથી આવું કરવાના દરવાજા સદંતર બંધ કરી દેવામાં આવ્યા. ખત્મે નબુવત નો પણ આજ અર્થ છે. ઈસ્લામ દીને કામીલ થઈ ગયો હવે વહી નથી અને કોઈ બીજો નબી નથી. ઈસ્લામનો આ
બુન્યાદી અકીદહ છે. ઈસ્લામમાં સુધારાને મુદલ સ્થાન નથી. જો નવીન બાબત ઉપજાવીને એમ કરવાનો  યાસ કરવામાં આવે તો તે નવીન બાબત બીદઅતે દલાલહ છે.

આગલા આસમાની ધર્મોની (યહુદીયત અને ઈસાઈયતની) અવદશા થવાનું કારણ સુધારાવાદ (નવીન બાબતોનુ ધર્મમાં દાખલ કરવું. ) (બીદઅત) હતું. ઈસ્લામની પણ એવી અવદશા ન થાય એટલા માટે અલ્લાહ પાકે તેના પર સંપૂર્ણતાની મહોર મારી بعدی દીધી અને મોહંમદ સલ્લલ્લાહુ أَنَا خَاتَمُ النَّبِيِّينَ હદીસો દ્વારા તેની તસદીક કરી. અને દરેક સદીમાં મુજતહીદ ઈમામો, મુહદદીસો અને મશાઈખોએ બીદઅતોની સાફ સફાઈ કરી ઈસ્લામને તેના અસલ મુકમ્મીલ સ્વરૂપ અને અર્થમાં સ વન કરતા રહયા અને કરતા રહેશે.

ઈમામ માલીક બીન અનસ (રહ.) ફરમાવે છે કે :  જે કોઈ ઈસ્લામમાં બીદઅત દાખલ કરે છે તે ખચીત એવું મંતવ્ય ધરાવે છે કે મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ નબુવતના કાર્યને ધોકો  દીધો હતો. (પોતાનું કર્તવ્ય પૂર્ણ કર્યુ નથી.) કારણકે અલ્લાહ તઆલા ફરમાવે છે કે  " મે આજે તમારો  દીન તમારા માટે મુકમ્મલ કરી દીધો. " (સુરએ માયેદહ આયત, ૫)

જે દીન (ઈસ્લામ) તે દિવસે હતો તેજ દીન આજે પણ છે અને તેજ દીન તેના સંપૂર્ણ અર્થમાં કાયમ રહેશે. તેમાં લેશ માત્ર ફેરફાર થઈ શકેજ નહી.

અબ્દુલ્લાહ ઈબ્ને જરીર (રહ.) નું મંતવ્ય છે કે દરેક કોલ અને ફઅલ જેની સાબીતી સહાબીઓ (રદી.)થી નથી તે બીદઅત છે. તેની શરીઅતમાં મના છે. ઈમામ રાઝી (રહ.) કહે છે કે બીદઅત (બીદઅતે સય્યીઅહ) તે છે જે દીન મુકમ્મલ થવા પછી તેમાં નવીન બાબત દાખલ કરવામાં આવે.

બીદઅત એટલે દીને ઈસ્લામમાં નવીન બાબત દાખલ કરી તેનો સુધારો કરવો જેનો અર્થ એ થયો કે દીને ઈસ્લામમાં સુધારાનો અવકાશ રહેલો છે જો આ વાતનો સ્વીકાર કરવામાં આવે તો એનો અર્થ એ થાય છે કે કુર્આને પાકની સુરએ માયેદહની પાંચમી આયત સત્ય નથી હ દીને ઈસ્લામ અપૂર્ણ છે. આ આયત વહી છે. વહીએ મતલુ છે. બીદઅતના ઝંડાધારીઓ ઈરોક્ષ રીતે આ આયતને પડકાર ફેંકે છે. તેથી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે બીદઅતને દલાલહ (ગુમરાહી) કહીને રદ બાતલ કરી છે.

**આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની ઉસ્વએ હસનહ :–**

બીદઅતને વ્યાજબી ઠેરવવાની એક વધુ દલીલ એ છે કે બીદઅતે હસનહ થી સુન્નતને વધુ ઝેબ (શણગાર) આપી શકાય છે. જેથી બીદઅત દલાલહ નથી પણ મુસ્તહબ, વા બ અને ફર્ઝ પણ છે. બીદઅતના કાર્યોનો મકસદ સુન્નતને પૂર્ણ કરવાનો કે સુન્નતને હસનહ કરવાનો નથી કારણકે સુન્નત પોતે હસનહ છે. એટલે સુંદર છે. તેને વધુ સુંદર (શુશોભિત) બનાવવાની વાત કરવી એટલે સુન્નતની સુંદરતા અને શોભામાં ખામી હોવાનું સ્વીકારવું એવું અર્થ ઘટન–તારણ થાય છે.

નબવી સિરત–સુન્નતને કુર્આને પાકમાં " ઉસ્વએ હસનહ " નું નામ આપવામાં આવ્યું છે.

" لَقَدْ كَانَ لَكُمْ فِى رَسُوْلِ اللّٰهِ اُسْوَةٌ حَسَنَةٌ "

(સુરએ અહઝાબ, આયત ૨૧) અર્થાત (હે લોકો ) ખરેખર તમારા માટે

અલ્લાના રસુલ (ના કામો) માં શુભ અનુકરણ (નો નમુનો ) છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની મુબારક હસ્તી તેમનું મુબારક વન–સીરત, વાણી અને વર્તન " ઉસ્વએ હસનહ" છે એમ અલ્લાહ તઆલા ફરમાવે છે. એ કોઈ મોલ્વી સાહેબની વાત અથવા કોઈ મુફતી સાહેબનો ફતવો નથી. પણ અલ્લાહ તઆલાનો કલામ છે. અને અલ્લાહ તઆલા નો કલામ સત્ય છે. પણ બીદઅતના હામીઓ– ચારકો પરોક્ષ રીતે જાણ્યે અજાણ્યે એવું વદી (બકી) રહયા છે કે બીદઅતે હસનહ દ્વારા નબવી સુન્નત (ઉસ્વએ હસનહ) ને વધુ સુંદર હસનહ બનાવી શકાય છે. એનો અર્થ એ થયો કે નબવી સુન્નતને અલ્લાહ તઆલાએ ભલે ઉસ્વએ હસનહ કહી હોય પણ તેમાં ખામી છે. તે કઈક કઢંગી અને કદરૂપી છે. જોઈએ તેવી હસનહ નથી. અલ્લાહ તઆલા એ કહયું એ બાબત કુર્આનમાં છે ખરી પણ... પણ આ વિધાન તદન સત્ય નથી લાગતું આ વિધાનમાં કઈ ખામી છે. આ આયત સત્ય નથી કુર્આનમાં અસત્ય છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની ઉસ્વએ હસનહમાં સુધારા–ફેરફાર વગેરે શકય છે. એટલુંજ નહી જરૂરી છે. વગેરે વગેરે " નઉઝુબીલ્લાહ બીદઅતની આ તાવીલ છે. આ અર્થ થાય છે. તાત્પર્ય એ છે કે તેઓ શું કહી રહયા છે, તેનું તેઓને મુદલ ભાન નથી. સુન્નત તો વહી છે. નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની ઉસ્વએ હસનહ અલ્લાહના અંતિમ નબી ખયરૂલ બશર સૈયદુલ મુરસલીન મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની સુન્નત છે. કુર્આને પાક અને હદીસ નો હુકમ છે કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની સુન્નતની તાબેદારી કરો અને મજબુતીથી તેને વળગી રહો કયાંયે એ નથી કહેવામાં આવ્યું કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની સુન્નતમાં બીદઅતે હસનહ દ્વારા તેને વધુ સુંદર અને સુશોભીત બનાવો.

કુર્આન અને હદીસની રોશનીમાં સુન્નત અને બીદઅત વિષે અહીં સમજુતી આપવામાં આવી છે. એ ઈસ્લામના આધારે કયા કામોનો બીદઅતની શરઈ વ્યાખ્યામાં સમાવેશ કરી શકાય તે જાણી શકાય છે. કોઈ મોલ્વી સાહેબની

વાઅઝ કે ફતાવાને એક બાજુએ મુકી ઠંડા કલેજે જઝબાતનો સહારો લીધા વગર વિચાર કરીને કોઈપણ સામાન્ય બુધ્ધિ, સમાજ અને ઈલ્મવાળો મુસલમાન બીદઅત એટલે બીદઅતે દલાલહ (સય્યીઅહ) કઈ કઈ છે તે ઓળખી શકે છે. અહીં ફકત શરઈ દલીલોની વિગતવાર સમજ આપવામાં આવી છે. જેથી સુન્નત શું તેના ઈલ્મની અને તેના પર અમલ કરવાની તવફીક નસીબ થાય અને આજ સહીહ ઈલ્મના આધારે અહીં થોડાક કાર્યો ની જાંચ–પહેચાન કરીશું. એક વાતની સાવચેતી જરૂરી છે કે બીદઅતી ખ્યાલના આલીમો અને બીદઅતના સમર્થકો અમુક બીદઅતની સાર્થકતા–સત્યતા સાબીત કરવાના યાસમાં કુર્આને પાકની આયતોના અને હદીસોના વિકૃત અર્થ અને તાવીલ (અર્થ ઘટન) કરે છે. તેમજ ઝઈફ (નબળી) અને મોઝુઅ હદીસો રજુ કરે છે. કિતાબોના હવાલા વિકૃત સ્વરૂપમાં તેના પુરાવા પર સંબંધોને તોડીને અને મારી મચડીને આપે છે. તેઓ જાણે છે કે સામાન્ય મુસલમાન પાસે એ કિતાબો નથી. હોય તો પણ તેનો બારીકાઈથી અભ્યાસ કરવાની વૃત્તિ નથી, ફુરસદ નથી, ઈલ્મ નથી, તેને કાંઈ પડી નથી અને એમ કરવાનો શોખ અને ઉત્સાહ નથી. એવા હજારો લાખો મુસલમાનો હોય છે. જયારે સત્યની ખોજ કરનારા જૂજ અપવાદરૂપ હોય છે. બી બાબત એ છે કે બીદઅતના સમર્થકો ઈલ્મ અને અકકલ નહી પણ જઝબાતોનો આશ્રય લઈ દીલચસ્પ ઝબાનમાં મુસલમાનોના ઈલ્મની ઉણપનો લાભ (ગેરલાભ) ઉઠાવે છે. તેઓને ગેરમાર્ગે દોરે છે. આમ તેઓ ભોળા મુસલમાનોના ઈમાન અને અકીદાનું લીલામ કરે છે.

**ચલિત બીદઅતના કેટલાંક વધુ દષ્ટાંતો :–**

**(૧) ફર્ઝ નમાઝ પછી ફાતેહા :–**

બીજો આવો વધારો ફર્ઝ નમાઝ પછી સુરએ ફાતેહા પઢવાનો છે. તેઓની દલીલ છે કે : અલ–ફાતેહા કુર્આને પાકની થમ સુરત છે. તે નમાઝમાં પઢવી ફર્ઝ છે. તેના જેવી બી કોઈ સુરત ન તો તૌરેતમાં છે, ન તો ઈન્લમાં છે,

ન તો કુર્આનમાં છે. તે ઉમ્મુલ કિતાબ અને ફાતિહતુલ કિતાબ છે. તે સબઉલ મસાની છે આટલી બધી અગત્યની સુરત ફર્ઝ નમાઝ બાદ એક વાર ફરીથી પઢી લેવામાં આવે તેમાં ખોટું શું ? એક વાર ફરીથી અલ્લાહ પાક ની હમ્દોસના અને દુઆ કરવામાં આવે તો તેમાં શી ખરાબ બાબત છે.?

દલીલ બહુ સરળ લાગે છે પણ કોણે ઈબાદતના સુન્નત તરીકામાં આ વધારો કરવાની લોકોને સત્તા આપી ? શું તમો અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ જેના તરીકામાં ફેરફાર કરી એમ સાબીત કરવાનો યાસ નથી કરતા કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમનો શીખવેલો ઈબાદતનો તરીકો અપૂર્ણ હતો ? આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને તેમના સહાબીઓએ આ માણે નહોતું કર્યુ. તેથી આ બીદઅત દ્વારા સુન્નતને બદલવાનો યાસ છે. નમાઝની ઈબાદતનો તરીકો અલ્લાહ પાક તરફથી છે. બ્રાઈલ (અલૈ.) મે મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને નમાઝ પઢવાનો તરીકો શીખવ્યો હતો. તેમાં બીદઅતીઓ આ સુધારો વધારો કરવાનો યાસ કરે છે. ઈબાદતના મસનૂન તરીકામાં કોઈ ફેરફાર કરવાનો કોઈ પણ ઈનસાનને અધિકર નથી.

અઝાન પછી સલામ અને ફર્ઝ નમાઝ પછી સુરએ ફાતેહા ઈબાદતના સુન્નત–એટલે વહી દ્વારા ઈલાહી આદેશ મુજબ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે નકકી કરેલા – તરીકામાં ફેરફાર કરે છે. તેથી તે બીદઅતે દલાલહ છે.

**(૨) જુમ્અહના ખુત્બહ વખતે દુઆ :–**

જુમ્અહનો ખુત્બહ શરૂ કરવા પહેલાં મોઅઝીન મોટા અવાઝે દુઆ પઢે છે. અને ઈમામ તેમની પાછળ પાછળ મીમ્બર તરફ જાય છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના મોઅઝઝીન બીલાલ (રદી.) એ આવી રીતે જુમ્અહના ખુત્બહ વખતે દુઆ માંગી નથી. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે મસ્દે નબવીમાં જુમ્અહ નો ખુત્બો પઢયો હતો. નમાઝો પઢાવી હતી. પણ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ બીલાલ (રદી.) પાછળ પાછળ ચાલીને

આવતા, બીલાલ (રદી.) મોટા અવાજે દુઆ પઢતા અને પછી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ જુમ્અહનો ખુત્બહ પઢતા, ખુત્બહ પઢતા પઢતા મીમ્બરના પગથીયાઓ ચઢ ઉતર કરતા એવું કોઈ સહીહ મોઅતબર હદીસથી સાબીત નથી. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સહાબીઓને તાબેઈનોએ તબે તાબેઈનોએ, સલ્ફે સાલેહીનો, અને મુજતહીદ ઈમામોએ આવા કાર્ય ને સહીહ કે સુન્નત જણાવ્યું નથી તેથી તે બીદઅતે દલાલહ છે.

**(૩) સલામ મુસાફહ અને મુઆનકહ :–**

સલામ કરતી વખતે મુસાફહ કરવો સુન્નત છે. સલામ દુઆ છે, '(અસ્સલામુ અલયકુમ)' અને તેના ઉત્તરમાં ('વઅલયકુમમુસ્સલામ વરહમતુલ્લાહી વબરકાતુહુ) ' દુઆ ના મસનૂન કલેમાત છે. તેમા કશો ફેરફાર થઈ શકે નહી. એ કાંઈ નમસ્તે કે ગુડ મોર્નીગ નથી. પણ એક મુસલમાનની બીજા મુસલમાન માટે મખસુસ દુઆ છે. આ દુઆ ગેરકોમના માણસ માટે નથી. આ કલેમાત ને બદલે તસ્લીમ, આદાબઅર્ઝ વગેરે શબ્દોનો ઉપયોગ કરવો બીદઅત છે.સલામમાં મુસાફહ શામીલ છે. મુસાફહ સલામની તકમીલ છે. સલામ સાથે મુસાફહ કરવા વિષેની રીવાયત બરાઅ બીન આઝિબ (રદી.) એ કરી છે.

વાસ કરીને કોઈ આવે અથવા લાંબા સમયે મળવાનું થાય ત્યારે મુઆનકહ (ભેટવુ) કરવું જાઈઝ છે. જઅફર (રદી.) બીન અબી તાલીબ (રદી.) એબીસીનીઆથી હીજરત કરી મદીના આવ્યા ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને સહાબીઓ ખયબરમાં હતા તેથી જઅફર (રદી.) ખયબર ગયા ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ જઅફર (રદી.) ને ભેટયા હતા. અને ફરમાવ્યું હતું. : અને ખબર નથી કે મને જઅફરની મુલાકાતની ખુશી છે કે ખયબરની તની ખુશી છે. એવી મુલાકાતના મોકા સંગે સલામ મુસાફહ અને મુઆનકહ સુન્નત છે. પણ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સહાબીઓએ

ફર્જ નમાઝ બાદ સલામ, મુસાફહ, અને મુઆનકહ કર્યા હોવાની કોઈ સહીહ મોઅતબર રીવાયત નથી. એટલે એમ કરવુ બીદઅત છે. દીનમાં કોઈ બાબત અદના કે મામુલી નથી. દીનમાં દરેક બાબતનું અનુકુળ સ્થાન છે. મુસાફહ મખસુસ ફર્ઝ નમાઝ બાદ–ફજરની ફર્ઝ નમાઝ હોય કે જુમ્અહની નમાઝ બાદ–બીદઅતે દલાલહ છે. બીદઅતે હસનહ સમ ને તેમ કરવું ગુનોહ છે. બીદઅતીઓની આ એક નવી શોધ છે. આ અહલે સુન્નતનો તરીકો નથી. રવાફીઝ લોકોનો ઈજાદ કરેલો તરીકો છે.

દીનમાં કાંઈ ને કાંઈ નવીન બાબત દાખલ કરવી અને તેને બીદઅતે હસનહ નું નામ આપવું. તેથી તે સુન્નત બનતી નથી નવીનતા અને સુધારણા (ાઃમ્ભ્ચ્દ્યર(બ્ત્ઽઃદ્ય બબ્ત્ર ચભ્ર)ઃર?બ્ત્ઽઃદ્ય) ઈસ્લામના ભયંકર આંતરિક શત્રુઓ છે. તે હસનહના લીબાસમા હસીન દેખાય પણ સુન્નતનુ ખુન કરે છે. જો સુન્નત ખતમ થઈ ગઈ (નઉઝુબીલ્લાહ)તો ઈસ્લામ તેના અસલ સ્વરૂપમાં ન રહે બીદઅત સુન્નતના ખીલાફ છે એટલે બીદઅત આચરનારાઓ અને સુધારા મતવાદીઓ મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના આશિકો નથી. પણ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની સુન્નતના દ્રોહીઓ છે. ઈસ્લામમા બાંધછોડ નથી, શિષ્ટ છે. અકીદાનુ બંધન છે.

## (૪) જનાઝહની નમાઝ પછી સુરએ ફાતેહા અને કબર પર અઝાન :–

મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ જનાઝહ ની નમાઝ પઢી હતી. અને પઢાવી પણ હતી. જનાઝહની નમાઝ સ્વયં મૈયત માટે દુઆ છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ જનાઝહની નમાઝની ચાર તકબીરોથી ઉભા રહીને ઈમામત કરી હતી. તેજ સહીહ સુન્નત છે. એનાથી બેહતર તરીકો હોઈ શકે નહી. જો કોઈ આ તરીકામાં ફેરફાર કરે છે તો તે સુન્નતનુ ઉલંઘન કરે છે. સુન્નત નું ઉલંઘન કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની નાફરમાની એટલુંજ નહી પણ બગાવત છે. બીદઅતીઓ આવી બગાવત કરે છે. તેઓ

જનાઝહની નમાઝ પછી સુરએ ફાતેહા પઢે છે. કબર પર અઝાન આપે છે. ફરી સુરએ ફાતેહા પઢે છે વગેરે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને આપના સહાબીઓએ આ કાર્યો કર્યા ન હતા તેથી આ બીદઅતે દલાલહ છે. સુન્નતથી ખીલાફ વર્તન રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની તવહીન છે. તેઓ જાણતા નથી કે તેઓ શું કરી રહયા છે. અને તેના શા પરિણામો આવશે. એક બીદઅત પછી બી બીદઅત પછી ત્રી બીદઅતોનો આ સિલસીલો ઈસ્લામને કયાં પહોંચાડી દેશે ?

શું જનાઝહની નમાઝમાં કાંઈ ખામી રહી ગયેલ હતી કે તેને સુધારવાની હમણા બીદઅતીઓ ને સમજ પડી ? શું આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને આ કહેવાતી ખામી ની જાણ થઈ ન હતી. ? બીદતીઓએ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ પઢાવેલ જનાઝહની નમાઝના તરીકામા ખામી શોધી કાઢી અને તેને સુધારવા– શણગારવા ફાતેહા અને કબર પર અઝાન આપવાનું શરૂ કર્યુ. શું આમ કરવા માટે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને આપના સહાબીઓ અસમર્થ હતા ? જે કામ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સહાબીઓએ ન કર્યુ હતું તે કરવાની સમજ અને અકકલ આ ચૌદમી હીજરી સદીના ઈન્સાનોને આવી ? બીદઅતી ચારકો ભોળા લોકો પાસે દીનને નામે શા શા દુષ્ટ કામો કરાવી રહયા છે. તેઓને ગુમરાહ કરવામાં આવે છે. બીચારા ભોળા કમ દીની તઅલીમ યાફતા અંધ શ્રધ્ધાળુ લોકોને શી ખબર કે સુન્નત એટલે શું ? તેઓએ કેટલાક નામો માત્ર સાંભળેલા એટલુ જ તેઓ તો એટલું સમજે કે અલ્લાહ પાક એક, મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અલ્લાહ ના રસુલ. કુર્આન અલ્લાહની કિતાબ, નમાઝમાં કુર્આને પાક ની અમુક આયતો અને સુરતો પઢવાની, નમાઝ, રોઝહ, ઝકાત, અને હજ ફર્ઝ ઈબાદતો છે. મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પર દુરૂદ શરીફ પઢવું મુસ્તહબ છે. મોત બરહક છે. પછી કબર અને આખરે કિયામતનો હિસાબ અલ્લાહ પાકની રેહમતથી

મગફેરત થાય તો જન્નત નહી તો જહન્નમની આગ બસ, તેઓનુ આ ઈમાન, આ ઈસ્લામ, એનાથી વધુ દીની તઅલીમ અને સલાહીયત તેઓમાં નથી બહુ બહુ તો કુર્આને પાક ની તીલાવત કરે. તેનાથી આગળ કશુજ નહી. ન હદીસની તઅલીમ, ન કુર્આનની આયતોના અર્થની સમજ. આવા દીનની તઅલીમના અભાવ વાળા માહોલમાં બીદઅતો ઉભરે, સરે અને લોકો બીદઅતમાંજ દીનની જરૂરીયાતો સમજે તેમાં વાંક કોનો ?

અબ્દુલ્લાહ ઈબને હજર અસકલાની (રહ.) જણાવે છે કે કબર પર અઝાન આપવી બીદઅત છે. (શામી) મૈયતના જનાઝહ વખતે મોટા અવાઝે ઝિક્ર અને કુર્આને પાકની તીલાવત કરવી બીદઅત છે.

**(૫) ઈસાલે સવાબનું ખાણું :–**

બીદઅતીઓ મૈયતના ઈસાલે સવાબના ખાણાના ખાસ આગ્રહી છે. ત્રીજે, ચોથે, ચાલીસમા દિવસે અને વરસ દિવસે રસમી મજલીસો થાય છે. ફાતેહાખ્વાની થાય છે અને ખાણું ખાઈને દુઆ મંગાય છે. ભલે મર્હુમના વારસો નાબાલીગ અથવા મુફલિસ હોય ઈસાલે સવાબનું ખાણુ થવુંજ જોઈએ આ બધી બીદઅતી રસમો છે. જેનાથી ઈમાનનું સત્વ હણાય છે.

**(૬) કબરોની ઝીયારત :–**

કબરોની ઝીયારતથી દુનિયાનો મોહ ઓછો થાય છે. અને મોત તેમજ આખેરતની યાદ આવે છે. માણસને એહસાસ થાય છે કે આ વન ફાની છે. મોત બરહક છે.મોડે વહેલે મોતના ફરીશતાને લબ્બેક કહેવા વગર છુટકો નથી થવાનો. ખાલી હાથે અલ્લાહ પાક ના દરબારમાં હાજર થવું પડશે. ફકત ઈમાન, ઈબાદત અને નેક અઅમાલ સાથે હશે વગેરે બાબતોનું ભાન થાય છે.

રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ઈસ્લામની શરૂઆતના સમયમાં કબરોની ઝીયારત માટે સંપૂર્ણ બંધી કરેલી પણ પછીથી તેની છુટ આપેલી. અબ્દુલ્લાહ બીન ઉમર (રદી.) રીવાયત કરે છે કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : હું તમોને હવે કબરોની ઝીયારત માટે ઈજાઝત આપુ છું.

તમો હવે તેમ કરી શકો છો. બેશક કબરોની ઝીયારત આ દુનિયા માટે અણગમો અને આખેરતની યાદ આપે છે. (ઈબ્ને માજહ) ગુનાહોની તવબહ અને નેક કામોની તવફીક નસીબ થાય એ મકસદે કબરોની ઝીયારત અને મર્હુમોની મગફેરત માટે દુઆ જાએઝ છે.

**(૭) પીરોની કબરો અને બીદઅતો :–**

કબરોનો તવાફ કરવો તેને ચુંબન કરવું તેની મન્નતો માનવી, પીરોની કબરો પર ફુલો અને ફુલોની ચાદર ચઢાવવાં, લોબાન અને અગરબત્તી બાળવાં, ઉર્સ કરવો, સંદલ ચઢાવવું. કબરમાં સુતેલાઓ પાસે ઔલાદ, રો , રોટી માટે દુઆ કરવી કવ્વાલીના જલસા વગેરે સર્વે બીદઅતે દલાલહ છે. નબીની, પીરો મુરશીદની કે અલ્લાહ પાકના વલીની કબર હોય ત્યાં આ સૌ કાર્યો કરવા બહુજ ગંભીર કારની બીદઅતે દલાલહ છે. રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે તેમની વફાત પહેલાની માંદગી દરમ્યાન ફરમાવ્યું હતું કે : મારી કબર ને તમો ઈસાઈઓ અને યહીદીઓના નબીઓની કબરોની જેમ ઈબાદતગાહ બનાવતા નહી. (બુખારી) આ કાર્યો ફકત બીદઅતે દલાલહ જ નથી પણ તેમાં શિર્કનો અકીદહ રહેલો છે. અલ્લાહ તઆલાએ શિર્કને " ظُلْمٌ عَظِيْمٌ" મહા અક્ષમય ગુનોહ ઠેરવ્યો છે. જયારે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે પોતે પોતાની આરામ ગાહને સજદહ ગાહ બનાવવાની સ્પષ્ટ શબ્દોમાં મનાઈ ફરમાવી છે તો પછી અવલીયા કીરામ અથવા બીજા શખ્સોની કબરો માટે તે કેવી રીતે જાઈઝ થઈ શકે છે. ?

વલીઓ, પીરો મુર્શીદોની કબરો પર મુજાવરો ભોળા લોકોને ઔલાદ, રો રોટી ધનદોલત માટે દુઆ મંગાવે છે. ફુલો ખુશ્બુઓ, માળા, જાનવરો ચઢાવવાની મન્નતો મનાવે છે લોકો નજરાણા પેશ કરે છે. દુઆ માંગે છે. તવાફ કરે છે. અને કબરો ને સજદહ પણ કરે છે. પીરો અને વલીઓના જન્મ અથવા વફાતની વર્ષગાઠની ઉજવણી કરવામાં આવે છે, કવ્વાલીનો જલ્સો અને નિયાઝનું ખાણુ થાય છે. કવ્વાલો "યા ખ્વાજા ગરીબ નવાઝ યા ગવસુલ

અઅઝમ" પુકારીને ગઝલ અને નઅત ગવાય છે. આ સર્વ સદંતર બીદઅતે દલાલહ છે સહાબીઓ, તાબેઈનો, અને તબે તાબેઈનોના આવા કાર્યો કરવામાં આવ્યા ન હતા.

## (૮) કબર નો તવાફ :–

કબર–પછી તે નબીની કે વલીની કબર હોય –તેનો તવાફ કરવો બીદઅતજ નથી શિર્ક છે. કઅબતુલ્લાહ સિવાય બી કોઈ જગ્યા, મસ્દે હરામ, મસ્દે નબવી, કે મસ્દે અલ–અકસાનો કે અન્ય મસ્દોનો તવાફ કરવો સદંતર મના છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના રોઝએ અકદસનો તવાફ પણ મના છે. પછી કોઈ પીર કે વલીની દરગાહ અથવા મકબરાનો તવાફ કેમ જાઈઝ થઈ શકે ? તવાફે કઅબતુલ્લાહ ઉમરહ અને હજજનો બહુ મહત્વનો એક રૂકન છે. તે ઈબાદત છે જે મખસુસ કઅબતુલ્લાહ માટેજ છે.

## (૯) કબર નો સજદો :–

સજદહ નમાઝનો એક ફર્ઝ રૂકન છે. અલ્લાહ પાકની ઝાતને નમાઝમાં સજદહ કરવામાં આવે છે. અલ્લાહ તઆલાને તેનો બંદો સજદહ કરે તે બહુ પસંદ છે. સજદહની હાલતમાં બંદાનું મસ્તક જમીન પર હોય છે. ત્યાંરે તેનો દરજ્જો બુલંદ થાય છે. તેથી સજદહ બહુ ઉચ્ચ કારની ઈબાદત છે. સજદહ ફકત અલ્લાહ પાક માટેજ છે. ગેરૂલ્લાહને– વંત કે મરણ પામેલ, ઈનસાન કે કોઈ ચીજ (પત્થર, મૂર્તિ, સૂર્ય, ચંદ્ર વગેરે) ને સજદહ કરવો શિર્ક–કબીરહ ગુનોહ છે. કઅબતુલ્લાહને અને રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની કબર મુબારકને પણ સજદહ કરી શકાય નહી. પછી કોઈ પીર કે વલીની કબરને સજદહ કેવી રીતે જાઈઝ થઈ શકે ? ખરેખર, એ ખુલ્લું શિર્ક છે.

કૈસ બીન સઅદ (રદી.) એ રીવાયત કરી છે કે : હું હીઅ (સીરીયાના એક શહેર)માં પહોંચ્યો. ત્યાં મેં ત્યાંના લોકોને (જેઓ ઈસાઈઓ હતા) તેઓના અગ્રેસરોને સજદહ કરતા જોયા મેં વિચાર્યુ કે સજદહ માટે જો કોઈ લાયક વ્યકિત હોય તો રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની ઝાત હોય

શકે. હું જયારે મદીના વાપસ આવ્યો ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની ખીદમતમાં હાજર થયો અને મેં જે હીરામાં જોયું હતું તે વિષે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને વાત કરી. અને કહયું : સજદહ માટે સૌથી લાયક વ્યકિત આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : શું તમો મારી કબર પાસેથી પસાર થશો તો તમે તેને સજદહ કરશો ? મેં કહયું : ના પછી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : " જો હું કોઈને (મખલુકને) સજદહ કરવાનો હુકમ કરતે તો ઓરતને હુકમ કરતે કે તેઓ પોતાના ખાવીંદોને સજદહ કરે કારણ કે અલ્લાહ પાકે તેઓને (ખાવીંદોને) હકો આપેલા છે."

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના કહેવાનો આશય એ હતો કે ગેરૂલ્લાહને એટલે અલ્લાહ પાક સિવાય બીજા કોઈને સજદહ થઈ શકેજ નહી. સજહદ તો ફકત અલ્લાહ તઆલાનો હક છે. તે કોઈ મખલુકનો હક નથી. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની કબર મુબારકને પણ સજદહ કરવો હરામ છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની મુબારક હસ્તીને અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના રોઝએ અકદસને કોઈ સહાબીએ સજદહ કર્યો નથી.

## (૧૦) સજદએ તઅઝીમની હકીકત :–

બીદઅતીઓની દલીલ છે કે સજદહ બે કારના છે : સજદએ ઈબાદત અને સજદએ તઅઝીમ. સજદએ તઅઝીમની કોઈ શરઈ સાબીતી નથી.હીરઅ ના લોકો (બીન મુસ્લિમો ઈસાઈઓ) તેઓના અગ્રેસરોને સજદએ તઅઝીમ કરતા હતા. તેઓની આ દલીલ છે. કૈસ બીન સઅદ (રદી.)એ આજ સજદહની ખબર રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને આપી હતી. શું આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને ઈબાદત અને તઅઝીમના સજદહ વિષે ઈલ્મ ન હતો? તેમણે તો ઓરતોને પોતાના ખાવીંદોને તઅઝીમનો સજદહ કરવાનો પણ હુકમજ નથી કર્યો. સહાબીઓથી વધુ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ

ની તઅઝીમ અને મોહબ્બત કોણ કરી શકે છે ? સહાબીઓ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની બેમીસાલ ઈતાઅત અને ઈત્તેબાઅ કરતા પણ કોઈ સહાબીએ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને તઅઝીમી સજદહ કર્યો નથી. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની કોઈ પણ ઝવજાતે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને સજદહ કર્યો નથી. કોઈ સહાબીયાએ તેણીના ખાવિંદને સજદહ કર્યો નથી. જે કાર્ય સહાબીઓથી સાબીત નથી તે બીદઅતે દલાલહ છે. સજદહ એક ઈબાદત છે તેથી ગેરૂલ્લાહને સજદહ કરવો શિર્ક એટલે ''ظُلْمٌ عَظِيمٌ'' છે. અલ્લાહ પાક બધા ગુનાહોને માફ કરશે પણ શિર્ક માફ નહિ કરે. શિર્કની શિક્ષા જહન્નમની ધગધગતી આગ છે. ઈસ્લામ શિર્ક ની નાબુદીનો મઝહબ છે. لا الـه الا الـلـه એટલે ફકત એકજ મઅબુદ છે સજદહને લાયક ફકત એક અલ્લાહ પાકની ઝાત છે. બીજુ કોઈ નહીં–કદાપી નહીં.

સહાબીઓ (રદી.)એ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના રોઝએ અકદસ પર ફૂલો, ફુલોની ચાદરો, સંદલ ચઢાવ્યાં ન હતાં, મન્નતો માની ન હતી, દોરાધાગા બાંધ્યા ન હતા, મરઘા, ઘેટાં બકરાં ઝબહ કર્યા ન હતાં. રોશની કરી ન હતી. અગરબત્તી અને લોબાનની ધુણી–સુગંધી કરી ન હતી. નજરાણા પેશ કર્યા ન હતા. ઉર્સ ની ઉજવણી કરી ન હતી. કવ્વાલીના જલ્સા થયા ન હતા. ત્યાં નઅતીયા કલામો પઢયા ન હતા. ન્યાઝનું ખાણુ ખવાયું ન હતું. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની કબરો પર પણ આવા બીદઅતી કાર્યો કોઈએ કર્યા ન હતાં કારણ ? ઈસ્લામની મૂળભૂત તઅલીમથી વિરૂધ્ધના આ કાર્યો છે. જે કાર્યો સહાબીઓએ ન કર્યા તે કરવામાં કઈ સુન્નત છે ? કયો સવાબ છે?

**(૧૧)પાકી કબરોનું ચણતર :–**

પાકી કબરોનું ચણતર કરવું અહલે કિતાબનો અને અન્ય ગેર–મુસ્લિમોનો તરીકો છે, મુસલમાનો માટે મના છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની હયાતીમાં ગઝવાતના શહીદોની કબરો પાકી બનાવવામાં

આવી ન હતી. સય્યિદુશ્શુહદાઅ હમઝહ (રદી.) અને બીજા શહીદોની માટીની કબરો હતી, પાકી કબર ન હતી. ખુલફાએ રાશેદીનની કબરો પણ મામુલી હતી. જન્નતુલ બકીઅ (મદીના)માં સહાબીઓની કબરો કેવી છે તે જુઓ. આમતેમ પત્થરો પડેલા છે એટલુજ નહી પાકી કબરો હતી તેને તોડી નાખવામાં આવેલી એવી પણ કોઈ સાબીતી નથી. જાબીર (રદી.) રીવાયત કરે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કબરોનું ચણતર કરવાની મનાઈ ફરમાવી હતી. (મુસ્લિમ, મુસનદે અહમદ)

કબરની સામે ઉભા રહી પઢી ન શકાય . કબરને સજદહ ન થઈ શકે આ બીદઅતી કાર્યો છે. અબુ હુરૈરહ (રદી.) રીવાયત કરે છે કે મેં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને એમ કહેતા સાંભળ્યા છે કે : તમારા ઘરોને કબર ન બનાવો. તેમજ મારી કબરને ઉજવણીનું સ્થળ ન બનાવો મારા પર દુરૂદ પઢો, બેશક, તમે ગમે ત્યાંથી તમારૂ દુરૂદ પઢશો તે મને પહોંચાડવામાં આવે છે. (નસઈ, અબુ દાઉદ)

તમારા ઘરોને કબર ન બનાવો એટલે તમારા ઘરોમાં સજદહ કરો, નમાઝ પઢો, કબરો આગળ સજદહ ન થાય. ફર્ઝ નમાઝ બાજમાઅત નમાઝ પઢો. સુન્નત અને નવાફીલ નમાઝો ઘરોમાં પઢવી બેહતર છે.

**(૧૨) ઉર્સ ની બીદઅતો :–**

અવલીયા કિરામની કબરો પર સાજ અને કવ્વાલીના જલસા (ઉર્સ) કરવામાં આવે છે. રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને અવલીયા (રહ.) ની શાનમાં તબલા–સારંગી સાજ સાથે નઅતીયા કલામ પઢવામાં આવે છે. કવ્વાલો " યા ખ્વાજા ગરીબ નવાઝ, યા પીરાને પીર, યા ગવસુલ અઅઝમ ઝોલી મેરી ભરદે તુ ઝોલી મેરી ભરદે તુ ન ભરદેગા તો કોન ભરદેગા.... આવી શિર્ક અકીદહ વાળી કવ્વાલીઓ ગાય છે. શિર્ક મિશ્રીત બીદઅતો કયાંથી કયાં પહોંચી ગઈ ? રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ ફરમાવ્યું કે :બેશક અલ્લાહ પાકે મને રહમતુલ્લીલ આલમીન અને રહબરે આલમીન બનાવીને

મોકલ્યો છે. અલ્લાહ તઆલાએ મને હુકમ કર્યો છે કે હું સંગીતના વા ત્રો, મૂર્તિઓ, સલીબો અને જાહેલીયતના કાર્યોનો નાશ કરુ (મીશકાત)

વલીઓ અને પીરો–મુર્શીદોની કબરોનો પાક–ભારત ઉપખંડમાં રાફડો ફાટયો છે. જયાં કોઈ મૃત દેહ દટાયો નથી ત્યાં પણ મકબરો બંધાય છે. કબર પુજા એ હદ વટાવી દીધી છે. તેણે ઈસ્લામની બહુ વગોવણી કરી છે. કબરપુજા અને તઅઝીયહના ધતીંગો ના લીધે ઈસ્લામ લાજે છે. આ ખુલ્લમ ખુલ્લા શિર્ક ના કાર્યો છે. મીરઝાઈઓ (કાદીયાનીઓ) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની ખત્મેનબુવતને પડકાર જેટલો જ ગંભીર બીદઅતીઓનો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની સુન્નત ને પડકાર પાક–ભારત ઉપખંડમાં છે.

દરગાહો પરના ધર્તીંગો, પીરોની કબર પર બાંધવાંમાં આવતા મન્નતોના રંગબેરંગી ધાગા, શજરહ, દુઆ, તવાફ ઉર્સ કવ્વાલી, યા પીર દસ્તગીર, યા ગૌસુલઅઅઝમ.  ના નઅરા, વિગેરે નાજાઈઝ, અને હરામ કાર્યો બીદઅતો છે. અલ્લાહ તઆલાની પનાહ.

ઈલ્મથી કોરા ગેરરસ્તે દોરવાયેલ ભટકેલ લોકોને શી ખબર તેઓ શું કરી રહયા છે. તેઓ બીદઅતી કાર્યોથી  પોતાના કે ઈમાન અને ઈસ્લામનું લીલામ કરી રહયા છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની સુન્નતની જાહેરમાં હરા  કરી હુર્યો બોલાવી રહયા છે. ઈસ્લામ તે છે જે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે શીખવ્યો એટલે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની સુન્નત વગર ઈસ્લામ નથી. જયારે તેઓને  સુન્નત તરફ બોલાવવામાં આવે છે ત્યારે તેઓ સુન્નતના હીમાયતીઓને અપશબ્દો અને અશ્લિલ વિશેષણોની ભરમાળથી નવાજે છે.

**(૧૩) પીરોની મન્નતો :–**

કેટલાક લોકો પીરોના નામના રોઝહ રાખે છે. રોઝહ ઈબાદત છે. તે ફકત અલ્લાહ તઆલા વાસ્તે છે. અલ્લાહ તઆલા રોઝહનો અજર પોતે

આપશે જયારે રોઝહ ખાસ તેના માટે રાખવામાં આવ્યો હોય રોઝહ રાખનાર જાણે અને અલ્લાહ પાક જાણે કે કોણે કોના માટે રોઝહ રાખ્યો છે. જે ઈબાદત અલ્લાહ પાકે પોતાના માટે મખસુસ કરી હોય પછી તે નમાઝ (સજદહ), રોઝહ, હજ, ઉમરહ, બૈતુલ્લાહનો તવાફ, ઝકાત, કુરબાની, દુઆ, ઝિક્ર વગેરે તેમાં બીજાને શરીક કરવું કબિરહ ગુનોહ છે. સવાબ તો એક બાજુએ રહયો પણ આ મખસુસ ઈબાદતો બીજાઓ માટે કરવાથી જહન્નમની આગની શિક્ષાના હકદાર બની જાય છે.

મન્નત માને તો અલ્લાહ તઆલાના વાસ્તે અલ્લાહ પાક માટે જ માને, તો તે જાઈઝ છે.ગૈરૂલ્લાહની મન્નત એટલે શિર્ક, કેટલાક લોકો પીરોની મન્નતની ચોટલી રાખે, નાડુ બાંધે, દોરા બાંધે, કડા પહેરે વગેરે. અજમેર શરીફની ઝીયારત કરવાથી ઉમરહનો સવાબ મળે. તેની સાત વાર ઝીયારત કરવાથી એક હજ અદા થઈ જાય. એવું માને–ઈમાન રાખે છે આ બધુ ખુલ્લુ શિર્ક છે. જયાં જહાલત છે ત્યાં શિર્ક અને બીદઅત ફેલે છે. બીદઅતીઓને તૌબાની તોફીક થતી નથી કારણ કે તેઓ એમ સમજે છે કે તેઓ જે કાંઈ કરી રહયા છે તે મુસ્તહબ કાર્યો છે; ગુનાહીત કાર્યો નથી.

ઈમામે રબ્બાની મુજદદે અલફે સાની સૈયદ શાહ અહમદ સરહીંદી (રહ.) (હીજરી સન. ૯૭૫–૧૦૩૪ એ બીદઅત ને ઈસ્લામનો ભયંકર શત્રુ લેખાવ્યો છે.) તેમણે તસવ્વુફને બધી ખરાબીઓ અને બીદઅતીથી પાક સાફ કર્યુ. દુષ્ટતમ કબરપુજા છે. જેના વિવિધ પેહલુઓ છે તેમણે ઈરાની અને હિંદુ અકીદા વહેમો, રીતરિવાજોથી ઈસ્લામને પાક કરવાની ઝુંબેશ ચલાવી હતી. ઈરાની (રાફઝી) અકીદા સુન્નત ખીલાફ છે અને હિંદુ આધ્યાતિકવાદમાં એક ઈશ્વરના અનેક દેવો–દેવીઓ–પૂજયો–અવતારોનો શંભૂમેળો છે. પાક–ભારત ઉપખંડમાં આ બે અણ–ઈસ્લામી તત્વોએ મુસલમાનોમાં ઘણી બીદઅતો અને શિર્ક અકીદા દાખલ કર્યા છે. જેથી સમય સમયે આ અણ ઈસ્લામી અકીદા અને કાર્યો ની સફાઈ કરવાની જરૂરિયાત ઉપસ્થિત થાય છે.

ઈમામ રબ્બાની શેખ અહમદ સરહીંદી (રહ.) એ આ હાદ કર્યો હતો. અને આખા ઉપખંડમાં આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની શુદ્ધ ઈસ્લામી તઅલીમ (સુન્નત)નો ચાર કર્યો હતો. તેમણે લખેલ મકતુબાતમાં બીદઅતી રીત–રસમોનો સનદી દલીલોથી રદીયો આપ્યો છે. વલીઓ અને પીર મુરશીદોની કબર પર કપાતાં પક્ષીઓ (મરઘાં) અને જાનવરો વિષે તેઓ લખે છે કે :

વલીઓની કબરો આગળ મરઘાં બતકા વગેરે ઝબહ કરવાની મન્નતો લેવામાં આવે છે. તે શિર્ક માં શામેલ છે. આ બાબતમાં ફુકહાએ સખત પગલાં લીધા છે અને તેઓએ જાનવરોના આ વધને ન્નાત અને મૂર્તિઓના નામે કરવામાં આવતા વધ સાથે સરખાવ્યો છે. દર હકીકત આ કુરબાની નથી અને ઝબહ પણ નથી. ભલે ઝબાન પર બીસ્મીલ્લાહી અલ્લાહુ અકબર પઢીને છરી પક્ષીઓ અને જાનવરોના ગળા પર ચલાવવામાં આવે પણ દીલમાં અને મનમાં પીરના નામે અકીદહ સાથે રાખેલ પક્ષી અને જાનવરને ઝબહ કરવામાં આવે છે. ગૈરૂલ્લાહ (અલ્લાહ પાક સિવાય બીજા કોઈ) ના નામે કાપેલું પક્ષી કે જાનવર ઝબીહા એટલે હલાલ નથી. પછી તે પીરની કબર આગળ કે મૂર્તિ ની થાનક આગળ કાપેલુ હોય. તે વધ છે. કુરબાની નથી. અને ઝબીહા નથી મન્નત અલ્લાહ સિવાય બીજા કોઈ વંત કે મરણ પામેલ વ્યકિતના નામે રાખવી નાજાઈઝ છે. જાનવરોનો સદકહ માલના સદકહની જેમ ફકત અલ્લાહ પાક માટેજ છે.

**દુઆ :–**

اِیَّاکَ نَعْبُدُ وَاِیَّا کَ نَسْتَعِیْنُ

અર્થાત (હે અલ્લાહ) અમે તારીજ ઈબાદત કરીએ છીએ અને તારીજ મદદ (માટે દુઆ ) માંગીએ છીએ. સુરએ ફાતેહા તો બધાજ મુસલમાનોને હીફઝ હોવી જોઈએ. નમાઝની દરેક રકાતમાં આ સુરત પઢવું ફર્ઝ છે. આ સુરતની ચોથી આયત છે. બહુ સ્પષ્ટ (મોહકેમાત) આયત છે. અર્થ તદન

સ્પષ્ટ છે. અલ્લાહ પાક સિવાય બીજો કોઈ મઅબુદ (પૂજય) નથી. لا

لا ا

اللهઆ બે કલેમાતમાં અલ્લાહ તઆલાની વહદાનીયત સમાયેલી છે. અને આ આયતના આ ચાર કલેમાતનો અમલ કેમ કરવો તે જણાવવામાં આવ્યું છે. જો તમે અલ્લાહની વહદાનીયતમાં  માનતા હો તો તેનો દાર્શનિક પૂરાવો આપો. તમે ફકત તેનીજ ઈબાદત કરો અને ફકત તેનીજ પાસે દુઆ માંગો. અલ્લાહ તઆલાની ઈબાદત ફકત નમાઝ જ નથી. અલ્લાહ તઆલાની ઈબાદતના જુદા જુદા ફર્ઝ અને નફલ તરીકા છે જે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની સુન્નત હદીસમાં વિસ્તૃતપણે સમજાવવામાં આવ્યા છે. દુઆ પણ ઈબાદત છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે દુઆને ઈબાદતમાંનુ મગજ (સૌથી અગત્યનું અંગ) કહયું છે. જયારે અલ્લાહ તઆલાનો કોઈ બંદો નમાઝ પઢે છે તો તે અલ્લાહ તઆલાના ગુણગાન (હમદોસના) કરે છે. અને અંતે દુઆ પઢે છે. અને નમાઝ ખતમ કરે છે. અને પછી તેને જે કાંઈ અલ્લાહ તઆલાથી માંગવું હોય તે પોતાની ઝબાનમાં (ભાષા)માં માંગે છે. જો ઈબાદત કર્યા બાદ બંદો તેની પાસે ન માંગે તો અલ્લાહ તઆલા નારાઝ થાય છે. કારણ કે તે મઅબુદ છે અને દાતા પણ છે. એક અબ્દે મઅબુદની ઈબાદત તો કરી પણ તે દાતા છે તે તેના બંદાને કાંઈક આપવા માંગે છે પણ બંદો તેનાથી ન માંગે તો ? એનો અર્થ એ થાય છે કે બંદો ખાલીકથી બે નિયાઝ છે. તેને દાતાની કાંઈ જરૂર નથી જે જોઈશે તે સ્વંય મેળવી લેશે વગેરે. તેથી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : માંગો તો અલ્લાહ તઆલાથી માંગો. આ દુનિયા અને આખિરતની બધી ભલાઈઓ માંગો. જોડાની દોરી (તસમહ) અલ્લાહ તઆલાથી જ માંગો. અલ્લાહ તઆલા ફરમાવે છે.

અર્થાત મારી પાસે ( દુઆ) માંગો અને હું તમારી (દુઆ) કબુલ કરીશ. (હું તમોને આપીશ) તેથી સુરએ ફાતેહાની  થમ ચાર આયતોમાં અલ્લાહ પાકની હમ્દો ષના પછી બાકીની ત્રણ આયતોમાં દુઆ છે. જે અલ્લાહ

તઆલાથી નમાઝમાં કરવામાં આવે છે. સુરએ ફાતેહામાં બે ખાસ બાબતો છે. થમ અલ્લાહ તઆલાની હમ્દો ષના ( શંસા, ગુણગાન) અને પછી દુઆ; અને દુઆમાં અલ્લાહ તઆલા અને તેના બંદા વચ્ચે સીધો સંપર્ક છે.

**(૧૪) ગેરૂલ્લાહની દુઆ :–**

તો પછી ગૈરૂલ્લાહ પાસે કેમ દુઆ કરવામાં આવે ? પછી શા માટે વલી, પીરોમુર્શિદ પાસે ઔલાદ, તંદુરસ્તી, માલ, દૌલત, રો , રોટી, સુખાકારી, કામ્યાબી વગેરે માંગવામાં આવે ? આ બીદઅતે દલાલહ છે. અને શિર્ક છે. યા અલી, યા ખ્વાઝા, યા ગરીબ નવાઝ ના કલેમાતો (શબ્દો) બોલવા એ પણ શીર્ક છે. જે ગેર હાજર છે જે વફાત પામેલા છે તેને તમો શા માટે પુકારો છો ? પુકારો તો અલ્લાહ તઆલાને પુકારો તૌહીદ ઈસ્લામનો મૂળભુત અકીદહ છે. ઈસ્લામ કુફ્ર અને શિર્કની નાબુદી માટે આવ્યો છે. અને ઈસ્લામમાં દાખલ થઈ અન્ય સ્વરૂપમાં કેવી રીતે શરીક થઈ શકે ? બિદઅતે દલાલહને ગુમરાહી એટલા માટે કહેવામાં આવી કે તે શિર્ક તરફ દોરવી જાય છે. બીદઅતોમાં શિર્ક છુપાયેલું છે. ખ્વાજા ઝોલી મેરી ભર દે યા અલી મદદ યા મુશ્કેલકુશાની પુકારોમાં શિર્ક છે ખુલ્લુ શિર્ક છે. ખ્વાજા ન તો ઝોલી ભરી દે છે, ન તો ખાલી કરી શકે છે, ન તો મુશ્કેલકુશા છે ન મુશ્કેલ દેહાં છે. બીદઅતના ગંદા અકીદહની આ બકવાસ છે. તે સુન્નતના ખીલાફ છે તેથી તે ગુમરાહી છે. શું આ વસીલહથી દુઆ માંગવાની રીત છે ?

**(૧૫) વસીલહ (તવસ્સુલ) :–**

શરઈ વસીલહ કુર્આન હદીસ અને ઉમ્મતના ઈજમાઅ અને સુન્નત તરીકા પર જાઈઝ છે. માંગે તો અલ્લાહ પાક થીજ માંગે બંદો ચાહે તો અલ્લાહ પાકના કોઈ નેક બંદાના નામથી બરકતને વસીલો લે. એટલે કે યા અલ્લાહ તારા ફલાણા નેક બંદા રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ કોઈ વલી વગેરેના વસીલાથી મારી મદદ ફરમાવ, મારી મુસીબત દુર ફરમાવ, યા અલ્લાહ યા રહમાનુ રહીમ, તારા નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના

વસીલાથી મારી ફલાણી જરૂરીયાત પુરી કર મારી મગફેરત ફરમાવ વગેરે. આ શરઈ વસીલહ છે. ઉમર અલ–ફારૂક (રદી.) એ રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના ચાચા હઝરત અબ્બાસ (રદી.)ના વસીલહથી વરસાદ માટે અલ્લાહ તઆલા પાસે દુઆ માંગી હતી. જાઈઝ છે. પણ ઉમર (રદી.) એ એમ ન કહયું કે યા અબ્બાસ વરસાદ મોકલ, યા રસૂલુલ્લાહ, વરસાદ મોકલ આ વસીલહની શરઈ રીત નથી તેથી જાઈઝ નથી.

માંગો તો ફકત અલ્લાહ તઆલાથીજ માંગો. પુકારો તો અલ્લાહ તઆલાનેજ પુકારો, અલ્લાહ તઆલાનો હુકમ છે :

اِيَّاکَ نَعْبُدُ وَاِيَّا کَ نَسْتَعِينُ

અને

لَا تَدْعُ مَعَ اللّٰهِ اَحَداً

રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમનું ફરમાન છેકે :

اِذَا سَئَلْتَ فَاسْئَلِ اللّٰهَ

" જો તુ માંગે તો ફકત અલ્લાહ પાકથીજ માંગ (તીરમીઝી).

વસીલહ (તવસ્સુલ) ના ત્રણ તરીકા છે. પ્રથમતો મુશરિકોનો તરીકો છે જેમાં મખલુકમાંથી કોઈ પાસે સીધી દુઆ માંગવી આ કાર્ય હરામ છે. મખલુકમાંથી કોઈ પાસે દુઆ માંગવી એટલે મખલુક અલ્લાહ તઆલાથી સ્વતંત્ર છે અને દુઆ કબુલ કરવાની અને માંગેલું આપવાની તેને સત્તા અધિકાર છે. આ માન્યતા (અકીદહ) માં શિર્ક અને કુફ્ર છે. અલ્લાહ તઆલાએ પોતાની મખલુકમાંથી કોઈને અમુક બાબતની સત્તા આપેલી છે અને તે સત્તાની રૂએ અલ્લાહ તઆલાની મર અને આધિપત્ય વગર તે વર્તે છે; કારભાર કરે છે; કે કાંઈ આપી શકે એમ માનવું શિર્ક અને કુફ્ર છે.

વસીલહની બી રીત એ છે કે કોઈ વંત, વ્યકિતને પોતાના વતી અલ્લાહ તઆલાને દુઆ કરવા વિનંતી કરવી જાઈઝ છે. ભાઈ અમારા માટે દુઆ કરજો એમ કહેવું જાઈઝ છે. અલ્લાહ તઆલાનો કોઈ બંદો તેના ભાઈ

માટે તેના ભાઈની જાણ વગર અલ્લાહ તઆલા પાસે તેના ભાઈની કોઈ મુસીબત દૂર કરવા, તેની કોઈ જાઈઝ જરૂરીયાત પૂરી કરવા માટે નેક દુઆ કરે તો તેની દુઆ કબુલ થાય છે. જે વ્યકિત હયાત છે તે આવી દુઆ કરી શકે છે. તેથી જે વ્યકિત હયાત છે તેને દુઆ માટે વિનંતી કરી શકાય છે. પણ જે મરણ પામેલ છે, તેને દુઆ માટે વિનંતી કરી શકાય નહીં મરણ પામેલ વ્યકિત અલ્લાહ તઆલાથી પોતાના માટે કે બીજા માટે મરેલા માટે કે વતા માટે દુઆ કરી શકતી નથી. તો તે કુર્આન અને હદીસ ના નસ્સ (ચોકકસ) હુકમથી સાબીત નથી. એટલે મરણ પામેલ વ્યકિતને દુઆ માટે વિનંતી કરી શકાય નહી. મોત પછી અઅમાલ બંધ થઈ જાય છે. અને દુઆ માંગવી એ પણ એક અમલ છે. મોત પછી કોઈ ન તો પોતાના માટે કોઈ અમલ કરી શકે છે, ન તો બીજા માટે, ન તો પોતાના માટે દુઆ માંગી શકે ન બીજા માટે.

વસીલહની ત્રી રીત એ છે કે અલ્લાહ તઆલા પાસે તેનો બંદો એવી રીતે દુઆ માંગે કે હે અલ્લાહ, તારા ફલાણા નેક બંદાના વસીલાથી મારી દુઆ કબુલ ફરમાવ. એમ કહેવું જમહુર ઉલેમાના મત મુજબ જાઈઝ છે. દુઆમાં આ રીતે વસીલાનો સહારો લેવો જાઈઝ છે.

આથી વલી, પીર કે મુરશીદની પાસે દુઆ માંગવી બીદઅત અને શિર્ક છે. બીદઅતીઓ (તબરાઈ ફીર્કહના લોકો) નો વઝીફો કેટલો ગલત છે. તેઓ પુકારે છે : " ઈમદાદ કુન, ઈમદાદ કુન, અઝ હર બલા આઝાદ કુન, દર દીનો દુનિયા શાદ કુન, યા ગવસુલ અઅઝમ દસ્તગીર "

**(૧૬) મોહર્રમના તાઝીયા અને માતમ :–**

કુર્આને પાકમાં અલ્લાહ તઆલા ફરમાવે છે કે :

أَتَعْبُدُوْنَ مَا تَنْحِتُوْنَ

અર્થાત તમો એવી ચીજોની ઈબાદત કરો છો જેને તમો છીલીને (તરાશીને) બનાવો છો. મુશરિકો પોતાના હાથે મુર્તિઓ ઘડે છે. અને તેની પુજા કરે છે.બીદઅતીઓ પોતાના હાથે તાઝીયા બનાવે છે અને જેમ મુશરિકો

પોતાના ભગવાનની મૂર્તિઓ ગલીએ ગલીએ અને રસ્તે રસ્તે લઈને ફરે છે તેમ બીદઅતીઓ પણ કરે છે. તાઝીયા લઈને તેઓ રસ્તે રસ્તે ફરે છે. તાઝીયાના જુલુસ કાઢે છે. આ એક કારની પુજા છે.

બીદઅતીઓ તાઝીયાની મન્નત માને છે. ચઢાવા ચઢાવે છે. ફુલો અને ફુલોની ચાદર ઓઢાડે છે. દુઆ માંગે છે. અને સજદહ પણ કરે છે.આ ગેરૂલ્લાહની ઈબાદત થઈ ગેરૂલ્લાહની ઈબાદત શિર્કે અકબર છે. –મહાન શિર્ક છે. તેઓ તાઝીયાની ઝીયારતને હઝરત ઈમામ હુસૈન બીન અલી (રદી.) ની કબરની ઝીયારત માને છે. ઈમામ હુસૈન બીન અલી (રદી.) એ હક, ઈન્સાફ અને દીને ઈસ્લામ માટે પોતાની અને પોતાના અહલોઅયાલની જાનોની કુરબાની કરબલાના મેદાનમાં યઝીદ બીન મુઆવીયહના જુલમી શાસન વિરૂધ્ધ લડત આપીને કરી હતી. તેમની શહાદત ઈસ્લામના ઈતિહાસમાં એક બોધપાત્ર હકીકત છે. મુસલમાનો રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના અહલે બેઅત (કુટુંબ) ત્યે બહુ માન આદર રાખે છે.

તાઝીયા રાફઝીઓ(ઈષ્નાઅશરીશીઆ)ની બીદઅત છે. તૈમુર લંગે આ બીદઅત હિન્દુસ્તાનમાં દાખલ કરેલી મોહર્રમના તાઝીયા માતમ, મરસીયા, હાજત રવાઈની દુઆ, યા હુસૈન યા હુસૈન ની પુકારો સર્વે બીદઅત છે. શહીદોને મરેલ ન કહો. તે તેમની કબરોમાં વંત છે. પણ તેઓ પાર્થિવ–શારિરીક અર્થમાં હયાત નથી. હઝરત હમઝહ (રદી.) પણ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના ચાચા હતા. તેઓ ઉહદના ગઝવહમાં શહીદ થયા હતા. તેઓ સૈયુદુશ્શોહદાના લકબથી જાણીતા છે. જો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના અહલો અયાલની મોહબ્બત હોત તો અને તાઝીયા સુન્નત હોત તો (પણ તાઝીયા બીદઅત છે) હઝરત હમઝહ (રદી.) નુ તાઝીયુ કેમ બનાવવામાં આવતુ નથી ? શું તેમની શહાદત હઝરત ઈમામ હુસૈન બીન અલી (રદી.)ની શહાદતથી ઉતરતા કક્ષાની હતી ? શું હઝરત ઉમર અલ–ખત્તાબ હઝરત ઉસ્માન ગની અને હઝરત અલી મુરતુઝા રદી અલ્લાહુ

**તઆલા અનહુમની શહાદત ઉતરતા કક્ષાની હતી ?**

**રાફઝીઓ અને બીદઅતીઓ મોહર્રમની માતમના અશરહ (દશ દિવસો) દરમ્યાન તરેહ તરેહના બીદઅતી કાર્યો કરે છે. છાતી કુટે છે. હાય હાય કરે છે. અને સારી સારી વાનગીઓનું ભોજન પણ કરે છે. કાળા કપડાં પહેરે છે. આવી રીતે તેઓ હુસૈન (રદી.)ની શહાદતની (વર્ષગાંઠ, સાલગીરહ) ઉજવે છે. જાણે જશ્ન હોય આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના અમુક સહાબીઓને ગાળો ભાંડે છે. રાફઝીઓ (શીઆ ઈશ્નાશરી) ખાસ કરીને ઉસ્માન ગની (રદી.) ના કટ્ટર શત્રુ છે. હઝરત ઉસ્માન (રદી.) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના દામાદ હતા.રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ઉસ્માન (રદી.)ને પોતાની બે બેટીઓ રુકૈયા અને ઉમ્મે કુલસુમ (રદી.) નિકાહમાં આપી હતી. તેથી તેઓ " ઝુન નુરૈન " ના માનનીય લકબથી જાણીતા છે. હઝરત રુકૈયા (રદી.) વફાત પછી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે તેમની બેટી હઝરત ઉમ્મે કુલસુમ (રદી.)ને ઉસ્માન (રદી.) ના નિકાહમાં આપી હતી. જયારે હઝરત ઉમ્મે કુલસુમ (રદી.) ની વફાત થઈ ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કહયું હતું કે જો મારી બી કોઈ બેટી હોત તો તેને હું ઉસ્માન (રદી.)ના નિકાહમાં આપતે (હઝરત બીબી ફાતેમા ઝોહરા (રદી.)ના નિકાહ હઝરત અલી (રદી.) સાથે તે પહેલાં થયા હતા) હઝરત ઉસ્માન (રદી.)એ અઢળક માલ ઈસ્લામ માટે હાદમાં અને બીજા નેક કાર્યો માં ખેરાત કર્યો હતો. જંગે તબુક માટે જેટલો માલ તેમણે આપ્યો હતો. તેટલો બીજા કોઈ સહાબીએ આપ્યો ન હતો. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે તેમને તેમની શહાદતની પેશનગોઈ કરી હતી. અને જન્નતની બશારત આપી હતી. હઝરત ઉસ્માન (રદી.) અશરએ મુબશ્શરામાંથી હતા. શીઆ એવા સહાબીને યહુદ કહે છે. અને મોહર્રમની માતમ વખતે તેમને બિભસ્ત ગાળો ભાંડે છે. એકદમ કાળા રંગનો એક બકરો લાવી તેને " ઉસ્માન, સાલા ઉસ્માન, મરદુદ ઉસ્માન, વગેરે ગંદા–ગલીચ ઉચ્ચારણો સાથે જોડાથી**

મારમારીને મારી નાખે છે. રાફઝીઓના ધર્મ ગુરૂઓ બીજા સહાબાએ કિરામ અબુબક્ર, ઉમર તલ્હા ઝુબેર સઅદ બીન અબી વકકાસ. બીબી આઈશા (રદી.) – વિષે બિભસ્ત બકવાસ કરી તેઓને ઝલીલ કરે છે.

આ રાફઝીઓની મોહર્રમની માતમ છે જે બીદઅત અને શિર્કના કલેમાત, અઅમાલ અને અકીદાથી ભરપુર છે. તાઝીયાને કરાતા સજદહ, દુઆ અને મન્નત મુશરિકોની ઈબાદતના તરીકા છે. મોહર્રમની નઝર નિયાઝનું ખાણું અને કહેવાતા તબર્રૂકાત બીદઅત છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના કુટુંબીજનો માટે માન મોહબ્બતમાં હદથી વધી જવું ગુનોહ છે શું ઈમામ હુસૈન હા ર છે કે યા હુસેન યા હુસેનના નઅરા તમે મારો છો ? આશુરહનો રોઝો બધા નફલ રોઝામાં અફઝલ છે. પણ તે દિવસે આ મુસતહબ કામ ને છોડી બીદઅતી કામમાં લોકો મશગુલ થઈ ગુનોહ કરે છે.

મોહર્રમની માતમ વિષે કુત્બે રબ્બાની શયખ અબ્દુલ કાદીર લાની (રહ.) ફરમાવે છે કે ઈમામ હુસૈન (રદી.)ની શહાદતનો દિવસ માતમ માટે જાઈઝ હોત તો તેથી વધારે હક સોમવારનો દિવસ હોત કારણ કે તે દિવસે અલ્લાહના રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને અબુબકર સીદીક (રદી.)ની વફાત થઈ હતી. રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની વફાત સોમવાર ૧૨મી રબી. અવ્વલના રોજ થઈ હતી. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ જેવી મુબારક હસ્તી આજ સુધી ન પૈદા થઈ છે. અને નતો કિયામત સુધી પૈદા થશે. મોહમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ખૈરુલ બશર ખાતમુલ અંબીયા અને સૈયદુલ મુરસલીન હતા. સહાબીઓ એ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની વફાત ના દિવસે માતમ નો દિવસ બનાવ્યો નહી તો પછી બીજા કોઈ માણસની શહાદત કે વફાતના દિવસને માતમ નો દિવસ તરીકે ઉજવ્વો કેવી રીતે યોગ્ય હોઈ શકે ? અલ્લામહ હઝરત મકકી (રહ.) એ આશુરહ (૧૦ મી મોહર્રમ)ના માતમ અને મર્સિયહથી દુર રહેવા માટે તાકીદ કરી છે. મોહર્રમના માતમ અને મર્શીયહ ખ્વાની બીદઅતે દલાલહ છે.

મોહબ્બત અને ઈત્તેબાઅમાં અતિશયોકિત કરવી ગુમરાહી છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ચૌદસો સહાબા સાથે બેતુલ્લાહના ઉમરહની ઈબાદત કરવા મદીનાથી રવાના થયા પણ મકકાના મુશરીકો એ તેઓને રોકયા. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને સહાબીઓએ હુદેબીયહ નામના સ્થળે પડાવ નાખ્યો. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ મે મકકાના મુશરીકો અગ્રેસરો સાથે મંત્રણા કરવા હઝરત ઉસ્માન બીન અફફાન ગની (રદી.) ને મકકા મોકલ્યા હતા. તેમને વાપસ આવવામાં મોડું થયુ એ ગાળા દરમ્યાન એવી અફવા ફેલાઈ હતી કે મુશ્રીકો એ હઝરત ઉસ્માન (રદી.) ને શહીદ કરી નાખ્યા. યુધ્ધની  સંભાવના ઉપસ્થિત થઈ તેથી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે એક ઝાડ નીચે  બેસીને સહાબીઓ પાસે  ાણ જાય ત્યાં સુધી લડી લેવાની  તિજ્ઞા લીધી હતી જે ' બૈઅતે  રીદવાન' ના નામથી અને આ બૈઅત લેનારા સહાબીઓ " અહલે શજરહ" ( જેમના ગુનાહો અલ્લાહ પાકે માફ કરવાનો વાયદો આપ્યો છે) ના નામથી ઓળખાય છે. આ બનાવનો ઉલ્લેખ  સુરએ ફતહની ૧૮મી આયતમાં અને સહીહ હદીસોની રીવાયતોમાં છે.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની વફાત પછી લોકો હુદૈબીયહ (જે મકકાથી ઉત્તરે થોડા અંતરે આવેલું છે.) જતા અને તે ઝાડની ઝીયારત કરવા લાગ્યા અને રફતે રફતે ત્યાં નમાઝ પઢવાનું શરૂ કર્યુ આ બીદઅતને નાબુદ કરવા હઝરત ઉમર અલ–ખત્તાબ (રદી.) એ તેમની ખીલાફતના સમયમાં તે ઝાડને જડમૂળથી નાશ કરાવ્યો હતો જેથી બીદઅતનો નાશ થાય. આ તે ઉમર (રદી.) છે જેમના ઈમાન ઈસ્લામ અને ઈસ્લામની ખીદમત માટે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમમે ખુબ  સંશા કરી છે. જે વિષે સહીહ મુતવાતીર હદીસો હદીસ સંગ્રહોમાં છે. તેઓ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની જરા જેટલી  કોઈ નાફરમાની કરે તો તરત તેને કતલ કરવા આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પાસે ઈજાઝત માંગતા કોઈ હદીસ બયાન કરે

તો તેને કહેતા સાક્ષી રજુ કરો. તેમની આટલી બધી મોહબ્બત આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની હદીસ ત્યે હતી. એવા ઉમર (રદી.) એ પેલા ઝાડનું અસ્તીત્વ એટલા માટે મીટાવી દીધુ કે ત્યાં નમાઝના સ્વરૂપમાં બીદઅત થતી હતી હા. નમાઝ પણ બીદઅત હોઈ શકે છે જો સુન્નત તરીકાથી ખીલાફ હોય.

**(૧૭)અગીયારમી શરીફની ઉજવણી :–**

ગવસુલ અઅઝમ કૂત્બે રબ્બાની મહબુબે સુબહાની શેખ અબ્દુલ કાદીર લાની (રહ.)(વફાત ૧૧ મી રબીઉલ અવ્વલ હીજરી સન. ૫૬૧) અલ્લાહ તઆલાના એક મહાન વલી હતા. તેમના ઈમાન, અખલાક, અઅમાલ અને ઈસ્લામની ખીદમત બહુ પ્રસંશનિય છે. મધ્ય પૂર્વના દેશો તેમજ મુસલમાનો તેમને ઘણા એહતેરામથી યાદ કરે છે. વલીઓ એટલે અલ્લાહ પાક ના દોસ્તો. પણ અલ્લાહ તઆલાની નઝરમાં ઉચ્ચતમ દરજજો તેના નબીઓ અને રસુલોનો છે. અને તેઓમાં સૌથી અફઝલ દરજજો મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમનો છે. જેમના પર નબુવત ખતમ થઈ. દીને ઈસ્લામ સંપૂર્ણ કક્ષાએ પહોંચ્યો અને વહીનો સીલસીલો સદા માટે બંધ થઈ ગયો.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પછી દરજજો અનુક્રમે આપના ચાર ખુલફાએ રાશેદીનનો અશરએ મુબશ્શરહ (દસ અગ્રગણ્ય સહાબીઓ જેમને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમમે તેઓની હયાતીમાં જન્નતની ખુશ ખબરી નામો લઈને આપી હતી. બદરના ગઝવહના સાથીઓ (બદરી સહાબીઓ), બૈઅતે રીદવાનના સહાબીઓ, અન્ય સહાબીઓ, મુજાહીદો, મુહા રીન, અને અનસારોનો છે. ઈસ્લામના કરને અવ્વલના આ શ્રેષ્ઠ મુસલમાનો હતા. ત્યાર પછી કરને સાનીના તાબેઈનો અને કરને સાલિસના તબેતાબેઈનોનો દરજજો છે. ત્યાર પછી દરજજો અલ્લાહ તઆલાના વલીઓ, મશાએખો અને ઈમામોનો છે પણ તેઓ પૈકી કોઈપણ સહાબીઓના દરજજાને પામી–પહોંચી શકતા નથી.

શરીઅતે નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ તેમના તાબેઈનો, તબેતાબેઈનો, મશાએખ કે ઈમામોની મીલાદ અથવા વફાતની ઉજવણી (ઉર્સ) કરવાની ઈજાઝત આપી નથી. ગવસુલ અઅઝમ (રહ.) ની યવમે વફાત (અગીયારમી શરીફના ઉર્સનીકોઈ શરઈ હેસીયત નથી. આ ઉર્સ ઉજવણીમાં સંદલ, જુલુસ, કવ્વાલી, ન્યાઝનું ખાણુ, મન્નતો વગેરે દર વર્ષે થાય છે જેમાં મુસલમાનોના લાખો અને કરોડો રૂપીયા વેડફાય જાય છે. તેમની દરગાહ શરીફને પધ્ધતિસર ધોળે દહાડે વગર મેહનતે લોકોના ઈમાન અને અકાઈદના ભોગે નાણાં કમાવાનું કેન્દ્ર બનાવવામાં આવ્યું છે. અજમેર શરીફમાં ઘણી ધામધુમથી ખ્વાજા મોઈનુદ્દીન ચીશ્તી (રહ.) નો ઉર્સ ઉજવાય છે.

અજમેર શરીફની એક ઝીયારત એટલે એક ઉમરહનો સવાબ અને સાત ઝીયારતો એટલે ફર્ઝ હજજની અદાયગી થઈ જાય એવા ફતાવા આપવામાં આવે છે. જો કે ઉમરહ અને હજજ તો મખસુસ કઅબતુલ્લાહ માટે જ છે પણ બીચારા મુસલમાનો આ બીદઅતોમાં એટલા બધા મશગુલ છે કે ફર્ઝ ઈબાદતો માટે ફુરસદ મળતી નથી. જુદી જુદી કક્ષાના અવલીયાના મઝારોના ઉર્સો આખુ વર્ષ થયાજ કરે છે. એટલે ફર્ઝ ઈબાદતો તર્ક થઈ જાય છે. તેનું ભાન પણ રહેતું નથી.સદ અફસોસ ફર્ઝો અને સુન્નતો જતી રહી. બીદઅતો રહી ગઈ.

" કારવાં ગુઝર ગયા, લેકીન એહસાસે કારવાંભી ન રહા " જેવી બીદઅતોની હાલત છે. બીદઅતી લીડરશીપે લોકોને રવાડે એવા ચઢાવી દીધા છે કે લોકો પાછા સીરાતે મુસ્તકીમ પર કયારે આવશે તેનુ અનુમાન પણ થઈ શકતું નથી.

રાફઝીઓ (ઈરાનીઓ) મજુસીઓ અને હિન્દુઓના રસ્મો રીવાજ અને મુશરિક અકીદા એ ઈસ્લામના અકીદા ફોલી ખાધા છે. લોકોની માલમતા અને ઈમાન લુટાઈ રહયા છે. અલ્લાહ તઆલાના વલીઓના ધંધાદારી ખલીફાઓ અને મુજાવરો તેઓનાં પોતાના અને લોકોના ઈમાનનો હુરયો બોલાવી રહયા

છે. સત્વ હણાય ગયું માત્ર છોતરું રહી ગયું છે. ઈસ્લામનુ લીલામ છડેચોક થઈ રહયું છે. છતાં મુસલમાનો ઉર્સની મેહફીલની મોજ માણી રહયા છે. કુર્આન જુઝદાનમાં વીટાઈને અલમારી પર ધુળ ખાય રહયું છે. (હદીસની કિતાબો તો હોય જ નહીં) કુર્આને પાકની તીલાવત રમઝાનમાં થાય. મુસલમાનો " આ આઠના, ખાટના, ત્રણસો સાંઠના " નમાઝી થઈ ગયા છે. મુસલમાનોની આ દુર્દશા છે. નામે મોહમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ બાકી છે. પણ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની ઉસ્વએ હસનહ સુન્નત અને હદીસ બહુ ઝડપથી વીસરાઈ રહયા છે. આમ મુસલમાનોને તેનો અફસોસ કે એહસાસ પણ નથી. મોલ્વી સાહબની વઅઝ–નસીહત પર અમલ થતો નથી. જાણે દીલો પર સીલ મરાઈ ગઈ હોય.

" હે મુજસે અકીદત કે દઅવે, કાનુનો પે રાઝી ગેરોંકે, યે મેરે ઉમ્મતી નામ લે લે કર મુજે રુસ્વા કરતે હૈં."

જાહિલ પીરી મુરીદીએ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની સુન્નતના ચીથરેહાલ કરી નાંખ્યા છે. અને જયારે સુન્નત પર અમલ કરવાની અને બીદઅતો ત દેવાની તેઓને સલાહ–નસીહતો કરવામાં આવે છે. ત્યારે બીદઅતી લીડરશીપ ધુંવાફુવાં થઈ ગાળગળોચ પર ઉતરી પડે છે.ગવસુલ અઅઝમ સૈયદ અબ્દુલ કાદીર લાની (રહ.) કહે છે કે અહલે બીદઅતની નીશાની એ છે કે તેઓને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની સુન્નત પર અમલ કરનારોની બદનક્ષી કરવાની આદત હોય છે. ગંદીભાષાનો ઉપયોગ એ બીદઅતીઓની ઓળખ છે. અહલે સુન્નતના ચારે મસલકો–હનફી, શાફિઈ, માલીકી અને હમ્બલી બરહક છે કારણકે તેના અનુયાયીઓ કુર્આન અને સુન્નત અને દીન દુનિયાના બધા મામલાતમાં માર્ગદર્શન અને શરીઅતે ઈસ્લામના બે મૂળભુત સ્તંભો ગણે છે. આ ચારે મસલકોના અનુયાયીઓ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સહાબાઓની સુન્નતની તકલીદના સુસ્ત હીમાયતીઓ (મુકલ્લીદ) છે. બીદઅતીઓ

સુન્નતના મુકલ્લીદ નથી. આથી શેખ રૂમી (રહ.) કહે છે કે બીદઅતીઓ દલાલહ (ગુમરાહ, માર્ગ ભુલેલા) હોય અહલે સુન્નત વલ જમાઅતમાંના નથી.

**(૧૮) અંગુઠા ચુમવાની બીદઅત :–**

બીદઅતીઓ અવર નવર આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના સહાબાઓની સુન્નત પર હુમલો કરતા જ રહે છે. બીદઅતોનો સીલસીલો અનંત છે. તેમાનો સૌથી વધુ ચલીત અઝાનમાં

ن مُحَمَّدًا رَسُوْلُ الله

સાંભળતી વખતે અંગુઠા ચુમી આંખો પર મુકવું બીદઅત છે અને આ કાર્યને જાએઝ ઠેરવવા તેઓ હઝરત ઈમામ હસન બીન અલી (રદી.) નો હવાલો આપે છે. અને કહે છે કે હઝરત અબુબક્ર સીદ્દીક (રદી.)રીવાયત કરે છે કે અઝાનમાં

ن مُحَمَّدًا رَسُوْلُ الله

સાંભળ્યું તો તેમણે બેઉ શહાદતની આંગળીના ટેરવાઓને ચુમ્યા અને આંખોએ લગાડયા હતા.

સુન્નત તરીકો એ છે કે તમો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમનુ મુબારક નામ સાંભળો તો દુરૂદ શરીફ પઢો. આ મસનુન તરીકામાં અંગુઠા ચુમીને આંખો પર મુકવાનો ઉમેરો કરવામાં આવ્યો. દુરૂદ શરીફ પઢવું સહીહ હદીસથી સાબીત છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ફરમાવે છે કે જેની પાસે મારૂ નામ ઝિક્ર કરવામાં આવે અને તે મારા પર દુરૂદ નહી પઢે તે સૌથી મોટો બખીલ (કંજુસ) છે. નાશ થાય તે માણસનું જે મારું નામ સાંભળે પણ મારા પર દુરૂદ ન પઢે. (મીશકાત) અંગુઠા ચુમવા કોઈ સહીહ મરફુઅ હદીસથી સાબીત નથી. તેથી જે હદીસ હોવાનું જણાવવામાં આવે છે તે એઅતેરાઝથી ખાલી નથી. જે તેને સહીહ હદીસ માને અને

હદીસો રીવાયત કરવામાં આવે છે. અઝાન વખતે કે મજલીસમાં એમ કરવું સહીહ હદીસથી સાબીત નથી. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નું ફરમાન છે કે જે કોઈ એવું કામ કરે જેના વિષે અમારું ફરમાન નથી તો તે કામ મરદુદ છે. (મુસ્લિમ) કોઈ ઈબાદતનો સવાબ તો ત્યારે જ મળે  કે તેમાં નિખાલસતા હોય અને તે મસનૂન (સહીહ, સુન્નત) તરીકા પર અદા કરવામાં આવે.

અઝાનમાં અશહદો વિષેની  મોહંમદ રસૂલુલ્લાહ સાંભળીને બેઉ હાથોના અંગુઠા  આંખો પર મુકવા વિષેની રીવાયત ઝઈફ છે અને તે પણ ઈબાદત નહીં પણ  આંખોના ઈલાજ  તરીકે હોય તેમાં આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની તઅલીમ નથી એ કામ સુન્નતે મકસુદહ નથી. અંગુઠા ચુમીને આંખ પર મુકવું  તઅઝીમ નથી. એ કામ સુન્નતે મકસુદહ નથી. અંગુઠા ચુમીને આંખ પર મુકવાનું ઝઈફ રીવાયતોના આધારે છે તે પણ આંખની બીમારી ના ઈલાજ  માટે છે નહી કે ઈબાદત અને નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની અઝમત મોહબત માટે.

ફીકહનો સર્વ સામાન્ય કાનુન છે કે જો કોઈ મુસ્તહબ કાર્યને તેના દરજજાથી વધારે દરજજો  દેવામા આવે તો તે મકરૂહ થઈ જાય છે. દાખલા તરીકે અય્યામે બીઝ (૧૩–૧૪–૧૫ ચાંદ) ના રોઝાનો રિવાજ આમ બની જતાં તેને ફર્ઝ વા બનો દરજજો અપાયો. તેથી તે સમયના ફુકહાએ તેને મકરુહ હોવાનો હુકમ આપ્યો. જો કે અય્યામે બીઝના રોઝા  મુસ્તહબ છે આમ કોઈ અકીદહ ના ફેસલાથી બીદઅતની મુશાબેહતનો ભય હોય તો તેની મનાઈ કરવામાં આવે છે. અમુક અમલો મુસ્તહબ હોય છે. પણ તેની હેસીયત બદલાય જાય અથવા બદલાય જવાનો સંભવ હોય તો તે  ત  દેવું જોઈએ.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે તો કહયું છે કે  તેમનું નામ સાંભળવા પર દુરૂદ શરીફ પઢો.  મજલીસમાં વારંવાર આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના નામનો ઝિક્ર થાય તો એક વખત દુરૂદ પઢવું મુસ્તહબ છે. પરંતુ અંગુઠા ચુમવાની કાંઈ સાબીતી નથી. તે બીદઅત છે.

અંગુઠા ચુમનારાઓ દાવો કરે છે કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમનુ નામ સાંભળીને નબી આદમ (અલૈ.) એ અઝાનમાં ن مُحَمَّدًا رَسُوْلُ الله ના કલેમાત સાંભળીને અંગુઠા ચુમીને આંખો પર મુકયા હોવાનું કહેવામાં આવે છે. જો તેમણે આમ કર્યુ હોય તો બીજા સહાબીઓએ કેમ તેમનું અનુકરણ કર્યુ નથી ? અઝાન અને ઈકામત તો દિવસનાં પાંચ પાંચ વાર થાય. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની નબુવતના અને ંદગીના છેલ્લા લગભગ બાર વરસો સુધી હઝરત બીલાલ (રદી.) એ મસ્દે નબવીમાં અઝાન આપી અને ઈકામત કહી હતી. હજારો સહાબીઓએ અને સહાબીયહઓએ અઝાન સાંભળી અંગુઠા ચુમ્યા હોય તો અને એ વિષે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમમે ઈઝાજત અથવા હુકમ આપ્યો હોત. (અથવા મના કરી ન હોત) તો કેટલાયે સહાબીઓથી જુદી જુદી સનદ (રાવીઓ) થી આ હદીસની રીવાયત થઈ હોત. એટલે કે તે વિષે મુતવાતીર દરજજાની મશહુર હદીસ હોત જે કાર્ય જાહેરમાં અને અનેક વાર થયું હોય તો તેની હદીસ મુતવાતીર હોવી જોઈએ. અહલે હદીસથી એવું કાર્ય સાબીત થતું નથી. અબુ હુરૈરહ (રદી.) જેવા સહાબી તો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના પગલામાં પગલું મુકી ડગ ભરતા તે આવી મશહુર રીવાયત કરવાનું કેમ ચુકી ગયા ? સારાંશ કે તેના સમર્થનમાં મોઅતબર હદીસ નથી. તેથી તે બીદઅત છે.

**(૧૯) દુરૂદેતાજ :–**

અલ્લાહ તઆલાએ મોઅમીનોને હુકમ કર્યો છે કે મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પર દુરૂદો સલામ પઢો.(સુરએ અહઝાબ, આયત ૫૬) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પર દુરૂદ શરીફ પઢવાનો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે પણ હુકમ ફરમાવ્યો છે. દુરૂદ શરીફ પઢવાની ઘણી ફઝીલતો અને બરકતો અને ઘણો સવાબ છે એ વિષે કેટલીયે મસનુન રીવાયતો છે. નમાઝના કાએદહમાં તશહહુદ પઢવામાં

اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِىُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُه

પઢીને રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પર સલામ પઢવામાં આવે છે. દુરૂદે ઈબ્રાહીમમાં પણ આ કલેમાત પઢવામાં આવે છે. અલ્લાહ તઆલાના તરફથી છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમમે દુરૂદે ઈબ્રાહીમ પઢવાનું સહાબીઓને શીખવ્યું હતું જેની સહીહ રીવાયત સહીહૈનમાં અને અન્ય હદીસ, તસ્નીફોમાં છે. દુરૂદે ઈબ્રાહીમના કલેમાત આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે પોતે સહાબીઓને શીખવ્યા હતા. તેમાં કાંઈ પણ સુધારો–વધારો ફેરફાર કરી શકાય જ નહિ.

પણ બીદઅતીઓને આથી સંતોષ ન થયો. મઝહબમાં બીદઅત દાખલ કરીને 'હસનહ' બનાવવાનો દાવો કરનારા પૈકી કોઈ ફળદ્રુપ ભેજાએ "દુરૂદે તાજ" લખ્યુ જેમાં પોતાના તરફથી કલેમાત (શબ્દો) જ નહી પણ આ કલેમાત દ્વારા નવો અણ–ઈસ્લામી અકીદહ દુરૂદ શરીફના નામે દાખલ કરવાનો યાસ કર્યો. ભોળા અને અરબી ભાષાના શબ્દો અને તેના અર્થ થી અજાણ મુસલમાનો દુરૂદે તાજની પોકેટ સાઈઝની પુસ્તીકા હોંશે હોંશે પઢવા લાગ્યા. દુરૂદ શરીફ મુસ્તહબ કાર્ય એટલું તેઓ સમજે. આમ આ દુરૂદે તાજ ચલીત થઈ ગયું. આખરે કોઈની આંખ ખુલી અને બીદઅત ખુલ્લી પડી. "દુરૂદેતાજ " માં વાંધાજનક અણ–ઈસ્લામી કલેમાત આ છે.

دَافِعُ الْبَلَاءِ وَ الْوَبَاءِ وَالْقَحْطِ وَالْمَرَضِ وَالْاَلَمِ

અર્થાતઃ રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને બલા, વબા, કહત, મરઝ (એટલે આફત, મુશીબત, દુકાળ અને બીમારી ) દુર કરનાર કહેવામાં આવ્યા. આવી રીતે દુરૂદ શરીફમાં શિર્કના અકીદહનું મિશ્રણ કરવામાં આવ્યું. બીદઅતથી એકાદ બે ડગ આગળ ચાલો એટલે શિર્ક આવે ગુમરાહીની પણ કોઈ હદ હોય છે ? અને હવે પછી શું ? જુઓતો ખરા આગે આગે કયા હોતા હે.

دَافِعُ الْبَلَاءِ وَ الْوَبَاءِ وَالْقَحْطِ وَالْمَرَضِ وَالْاَلَمِ

કલેમાત માં શીર્ક છે. જે શીર્કે અકબરનું મુખ્ય કાર છે. આ શબ્દો લખનારે

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને અલ્લાહ તઆલાની સત્તામાં ભાગીદાર બનાવ્યા તે આનું નામ શિર્ક.(અલ્લાહ પાકની વહદાનીયતમાં ભાગીદારી) છે. બીદઅતી કાર્યોમાં કલેમાત અને અઅમાલ ઉપરાંત અકીદહનો સમાવેશ થાય છે. કલેમાત સાંભળવામાં આવે. અઅમાલ જોવામાં આવે પણ અકીદા છુપા હોય છે. એટલે બીદઅત કેટલીક વેળા ઘનઘોર અંધારી રાત્રે કાળા પથ્થર પર એક કાળી કીડીની જેમ હોય છે. જે વિષે સામાન્ય સમજ અને સામાન્ય ઈલ્મવાળા સામાન્ય માણસને શંકાપણ નથી થતી કે અહીં શીર્કે ખફી. (છુપું શિર્ક) છે જાહેરમાં તો તે ઈબાદતનું બહુ સારૂ કાર્ય ભાસે છે પણ ભીતરમાં દુષ્ટમ બદી હોય છે.

હઝરત અબુ હુરૈરહ (રદી.) એ રીવાયત કરી છે કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ ફરમાવ્યું : હલાક કરનારી બાબતોથી દુર રહો. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે હલાક કરનારા સાત કામો બતાવ્યા જેમાં સૌથી થમ શિર્કનો ઉલ્લેખ કર્યો. (બુખારી)

**મુજદીદે અલફેસાની (રહ.) ના બીદઅત વિષે ફરમાનો :–**

બીદઅત વિષે મુજદીદે અલફે સાની અહમદ સરહીંદી (રહ.) ના મંતવ્યો માનનિય છે. તેઓ તેમના મકતુબાતમાં લખે છે કે : સુનને રાતીબહ (સ્થાપિત સુન્નત) પર અમલ કરો અને બીદઅત જે ધીકકારપાત્ર છે તેને ત દો. જો કે બીદઅત સવારની રોશનીની જેમ ચળકતી ભાસે પણ હકીકતમાં તેમાં નુર નથી. બીદઅતના રોગનો ઈલાજ નથી.

બીદઅત સુન્નતને રદ કરી તેનુ સ્થાન લે છે. અથવા સુન્નતને ચુપ કરી દે છે. બીદઅત સુન્નતમાં વધારો કરે છે. સુન્નત નસ એટલે શરીઅતનો સ્પષ્ટ હુકમ છે. નસ તે હુકમ છે જે કુર્આન અથવા હદીસથી સાબીત છે. બીદઅત નસને રદબાતલ (નસ્ખ) કરે છે. ગમે તે કારની નાની કે મોટી બીદઅત હોય તે સુન્નતની ખીલાફ છે. બીદઅતમાં કાંઈ હુસ્ન કે ખૈર સદંતર નથી.

અફસોસ દીન મુકમ્મલ થવા પછી અને અલ્લાહ તઆલાની નેઅમત

(શરીઅતે ઈસ્લામ) પરિપુર્ણ થવા પછી બીદઅતે મુહદસહ હુસ્ન (સુંદર) કેવી રીતે થઈ શકે ? બીદઅતીઓ જાંણતા નથી કે કુર્આનમાં ફરમાવવામાં આવ્યું છે કે : હક પછી દલાલહ (ગુમરાહી) સિવાય બીજું કાંઈ નથી.

(દફતર બીજું, મકતુબ ૧૯)

આ સમયમાં બીદઅતના સારણથી મુસ્લિમ આલમ અંધકારના મહાસાગરમાં સપડાયેલું છે. સુન્નતના નુરને અંધકારમાં આગીયાના કાશ જેવું ભાસે છે. બીદઅત સુન્નતના નુર ને ઓછું કરે છે. દરેક વ્યકિતએ સુન્નત પર અમલ કરી બીદઅતના અંધકારને દુર કરવો જોઈએ. એમ કરવાથી સુન્નતનું નુર વધશે.

નેક અને નસીબવંત દોસ્તો માટે શ્રેષ્ઠ નસીહત રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની સુનને રાતીબહ (સ્થાપિત સુન્નત) પર અમલ કરવાની છે. અને બીદઅતથી દુર રહેવાની છે. જો કોઈ સુન્નત ભુલાય ગઈ હોય. તેને ફરી અમલી બનાવવાનો સવાબ એકસો શહીદો જેટલો મળશે. આ પરથી કોઈ ફર્ઝ કે વા બ અમલને તાજો કરવાનો (ફરીથી અમલી બનાવવાનો) સવાબ કેટલો હશે તેનો અંદાજ મેળવી શકાય છે.

(દફતર બીજું મકતુબ ૮૩ )

મુસલમાનો તોતેર ફીરકામાં વહેંચાઈ જશે. અને તેઓ પૈકી એક ફીરકહ તે લોકો નો છે જેઓ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની સુન્નતને દાંતોથી મજબુત પકડી રાખે છે. અને બીદઅતથી દુર રહે છે. ઈમામે રબ્બાની (રહ.) એ શેખ ફરીદ (રહ.) ને બીદઅતીના સંપર્કથી દૂર રહેવાની તાકીદ કરતાં ફરમાવ્યું : બેશક, એક કાફીરની સંગતના ફસાદ કરતાં એક બીદઅતીની સંગતનો ફસાદ વધુ ભયંકર છે.

(દફતર પહેલું મકતુબ ૧૦)

ઈમામ હુમામ ઝીયાઉદ્દીન શામી (રહ.) લખે છે : સુફીઓના અમલો હલાલ અને હરામ બાબતોની સાબીતી નથી. જે સુફીઓના અમલો અને

મંતવ્યો શરીઅત વિરૂધ્ધ હોય તો તે કોઈ સબળ કારણના આધારે મઅઝુર કહી શકાય છે. આપણે સુફીઓની ટીકા ટિપ્પણ કરવાં ન જોઈએ. પણ શરીઅતની બાબતોમાં ઈમામ અબુ હનીફહ (રહ.) ઈમામ અબુ યુસુફ (રહ.) અને ઈમામ મોહંમદ (રહ.) ના કોલ દીનની બાબતો છે. શીબ્લી અથવા અબુલ હસન નૂરી (જેવા સુફીઓ) ના અમલોને શરીઅતની બાબતોમાં સ્થાન નથી.

(દફતર બીજું, મકતુબ ૨૬૬)

આથી સ્પષ્ટ થાય છે કે પીરો મુરશીદોના કોલ અને અમલ, શાએરોના અશઆર અને મસ્નવી, હદીસોની બરોબરી કરી શકે નહીં આવા અશઆર મસ્નવી અને કોલના આધારે બીદઅતોનો સ્વીકાર થઈ શકે નહીં. કઈ બાબત સુન્નત છે કે બીદઅત તેનો સઘળો આધાર સહીહ હદીસથી રીવાયત પર છે.

બીદઅતીઓ–ખાસ કરીને બીદઅતી ઓરતો–પીરોના નામે રોઝહ રાખે છે. આવા રોઝહ દ્વારા તેઓ પીરોને પોતાની મુરાદો બર લાવવા વિનંતી કરે છે. આ કાર્ય જાહીલ ઓરતોનું છે. આ કામો શિર્ક ફીલ–ઈબાદત વદ–દુઆ છે.

કેટલાક બીદઅતી મુજાવરો મુરીદો પાસે પીરની કબરોને સજદહ કરાવે છે. કેટલાક પીરોના ખલીફાના મુરીદો તેઓને સજદહ કરે છે. અને જમીન ચુમે છે. આ બદ કાર્ય સૂર્ય જેવું ચોખ્ખું છે. લોકોને આવું કરવાની મનાઈ કરો. એ બહું જરૂરી છે. કે દરેક માણસ આવા કારના કાર્યોથી દૂર રહે.

સજદહ એટલે જમીન પર પેશાની મુકવી એમા ઘણા ઉચ્ચ કારની નમ્રતા છે. જે ફકત અલ્લાહ તઆલા માટેજ ઈબાદત છે. અલ્લાહ તઆલા સિવાય બીજા કોઈ માટે સજદહ કરવું જાઈઝ નથી.

રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ તેમની વફાત પહેલાં માંદગીના બીછાના પર ફમાવ્યું હતું : અલ્લાહ પાક યહુદ અને નસારાને બરબાદ કરે (કારણ કે) તેઓએ પોતાના નબીઓની આરામ ગાહો (કબરો)ને

ઈબાદતની જગ્યા (સજદહગાહ) બનાવી દીધી છે. (મુઅત્તા) (દફતર બીજું મકતુબ–૯૨)

બીદઅતીઓ કેટલીક નવાફીલ નમાઝોને વા બાતનો દરજજો આપે છે. જયારે તેઓ ફર્ઝ નમાઝોની પરવા કરતા નથી. બીદઅતી આલીમોએ નવાફીલ નમાઝોનો રીવાજ ચાલુ કર્યો છે જેમકે દસમી મોહર્રમ (આશુરહ)ની નમાઝ જે નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની સહીહ હદીસથી સાબીત નથી. પણ બીદઅતીઓ બાજમાઅત આ નફીલ નમાઝ પઢે છે. જમાઅત સાથે નફીલ નમાઝ પઢવાની શરીઅતે મનાઈ કરી છે. તેઓ મુસ્તહબ વખત ફર્ઝ નમાઝ બાજમાઅત અદા કરતા નથી પણ તેઓની માન્યતા મુજબ ફર્ઝ નમાઝ એકલા પઢી લેવું બસ છે.
(દફતર પહેલુ. મકતુબ ૧૮૬)

બીદઅતીઓ આશુરહ, શબેબરાત, શબેકદ્ર અને રજજબ મહીનાની પહેલી જુમ્અહની રાત (જેને તેઓ લયલતુર્રગાઈબ કહે છે.) તેની ઉજવણી કરે છે. ઓરતોમાં તેઓ બાજમાઅત નફીલ નમાઝો પઢે છે જેને તેઓ સવાબનું કાર્ય સમજે છે. પણ તેઓ જાણતા નથી કે આ શેતાની ફરેબ છે. આ હસનાત (નેક કામો) નથી પણ સય્યીઆત (દુષ્ટ કામો) છે.

બીદઅતીઓ મૈયતને પાઘડી પહેરાવે છે. અને તેને બીદઅતે હસનહ કહે છે. મસનુન કફન મરદો માટે ત્રણ કપડાં છે અને ઓરતો માટે પાંચ કપડાં છે. તેમાં પાઘડીનો ઉમેરો કરી તેઓ સુન્નતને બગાડે છે. જેથી તે નસ્ખે સુન્નત છે.

બીદઅતીઓ આખુ વરસ ફર્ઝ નમાઝોની દરકાર કરતા નથી અને શબે બરાતની રાતે સલાતે કઝાએ ઉમરીની નમાઝ પઢે છે. અને એવો સંતોષ માને છે કે આમ કરવાથી ભૂતકાળની આખી ઉમરની બધી કઝા નમાઝો અદા થઈ જાય છે. આ નરી ગુમરાહી છે.

**મીલાદની ઉજવણી :–**

મુજદ્દીદે અલફે સાની (રહ.) એ મીલાદની ઉજવણી (જશ્ન) ની રસમનો સખત વિરોધ કરતાં જણાવ્યું છે કે આ રસમ આપણી શરીઅતથી વિરૂધ્ધ છે જે કાંઈ આપણી શરીઅતથી વિરૂધ્ધ હોય; પછી તે મીલાદે નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ સીમાઅ રકશ, સંગીત, શાએરી હોય તેની હું મના કરૂં છું. (દફતર ત્રીજું મકતુબ ૭૨)

મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની વીલાદત (પૈદાઈશ) શરીફનો ઝિક્ર આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની હયાતે તય્યિબહ. વાણી અને વર્તન વિગેરેનું બયાન કરવું અને સાંભળવું મુસ્તહબ છે. જો તે સહીહ હદીસોથી સાબીત હોય અને ઝિક્રની રીત પણ સુન્નત હોવી જોઈએ. જે કામ ખાલીસ અલ્લાહ તઆલા માટે જ હોય અને સુન્નત તરીકા પર હોય તેજ મકબુલ છે. જે કામ સુન્નત વિરૂધ્ધ હોય તે બાતીલ છે. શયખ અબ્દુલ કાદીર લાની (રહ.) નો પણ આજ કોલ છે. (ફત્હે રબ્બાની : મજલીસ પાનુ ૧૪)

બીદઅતીઓ કહે છે કે ઈદે મીલાદ લયલતુલ કદ્રથી પણ બેહતર છે. જે વિષે કોઈ સહીહ હદીસ નથી. લયલતુલ કદ્ર હજાર મહીનાથી અફઝલ છે. તે તો કુર્આનની સુરએ કદ્રથી સાબીત છે પણ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નો જન્મ દિવસ લયલતુલ કદ્રથી અફઝલ છે એ અકીદહ બીદઅત છે.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની વીલાદત શરીફનું બયાન રીવા પાબંદીઓ વગર આખા વરસમાં કોઈ પણ દિવસે કુર્આનની આયતો અને સહીહ રીવાયતોના આધારે સહીહ તરીકાથી કરે તો તે નેક અમલ છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના સીફાતે કમાલાત અને મોઅ ઝાતનું વર્ણન પણ મુસ્તહબ છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની સીરતે મુબારક બોધપાત્ર છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની શાનમાં બાઅદબ સીરતે પાકનું બયાન કરવું અને નઅત પઢવી નેક અમલો છે. જેના થકી લોકોને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની સીરત, સુન્નત–હદીસનો ઈલ્મ થાય છે અને તેના પર અમલ કરવાની તૌફીક નસીબ થાય છે.

૧૨ રબીઉલ અવ્વલના જુલુસ બીદઅત છે. સહાબીઓએ આવા જુલુસ કાઢયા ન હતા.

જે કાર્યો સુન્નત તરીકાથી વિરૂધ્ધ કરવામાં આવે તો તે બીદઅત છે. જેમ કે ભેગા મળી કસીદા પધની શૈલીમાં મોટા અવાજે પઢવા બીદઅત છે. કારણકે એમ કરવું સહાબાઓ, તાબેઈનો, તબેતાબેઈનોથી અને સલ્ફે સાલેહીનથી સાબીત નથી. મીલાદની રીવા મજલીસોમાં બીદઅત અને રીયાકારી થાય છે.

મીલાદની મજલીસની શરૂઆત ઉમર બીન મુલ્લા મોહંમદ નામના એક માણસે હીજરી ૬ટ્ઠી સદીમાં શરૂ કરેલી અને સૌથી પહેલી મીલાદ શરીફની કિતાબ અબુલ ખત્તાબ ઉમર બિન યહયા નામના માણસે લખેલી અને બીદઅતીઓ પોતે કહે છે. એટલે તેઓનાજ શબ્દોમાં આ 'શોધ' છે ઈજાદ છે. વધુમાં તેઓ એમ પણ કહે છે કે અર્બલ નામના કોઈ બાદશાહે થમ મીલાદની મજલીસનું આયોજન કરેલું. આમ હીજરી સન ૬૦૪ માં મીલાદ શરીફની મજલીસનો આરંભ થયેલો એટલે તે સહાબા, તાબેઈનો અને તબે તાબેઈનો અને ઈમામોનો અમલ ન હતો.

**કિયામ :–**

સૌથી વધુ ધ્યાન દોરતી મીલાદની બીદઅત કિયામ છે. એમાં આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની તઅઝીમ નથી જો આમ કરવું નેક કાર્ય હોય તો પછી ખુત્બહ, વઅઝ કુર્આન અને હદીસ શરીફની તઅલીમ વખતે પણ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના મુબારક નામ અને વીલાદતનું વર્ણન થાય ત્યારે ઉભા થઈને તઅઝીમ કરવી જોઈએ.પણ બીદઅતીઓ તો મીલાદની મજલીસમાં કિયામનો આગ્રહ રાખે છે. તેઓને કિયામ કરવામાંજ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની અઝમત અને મોહબ્બતનો પુરાવો દેખાય છે. પણ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની સુન્નત–હદીસ પર અમલ કરવામાં એવો પુરાવો રજુ કરવો જોઈએ તેની મુદ્દલ પરવા નથી. ઈશ્કે

રસુલ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની ઈતાઅત અને ઈત્તેબાઅમાં છે કિયામની શોધી કાઢેલી રીયાકારીમાં નથી. જેને અલ્લાહ તઆલાના મેહબુબ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની મોહબ્બત હોય તેણે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની તાબેદારી કરવી જોઈએ. અલ્લાહ તઆલા ફરમાવે છે :

بِعُوْنِی یُحْبِبْکُمُ اللّٰہُ

(સુરએ આલે ઈમરાન આયત ૩૦) વફાદારી અને તાબેદારી ઈશ્કનો તકાઝો છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની તાબેદારી તેમની સુન્નતમાં છે. અને નાફરમાની બીદઅતમાં છે. અનસ બીન માલીક (રદી.) રીવાયત કરે છે કે, રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું :

لَا یُؤْمِنُ اَحَدُکُمْ حَتّٰی اَکُوْنَ اَحَبَّ اِلَیْہِ مِنْ وَالِدِہٖ وَوَلَدِہٖ وَ النَّاسِ اَجْمَعِیْنَ

અર્થાતઃ કોઈ પણ માણસ ત્યાં સુધી (ખરો) મોઅમીન બની શકતો નથી જયાં સુધી તે મને તેના માં બાપ, ઔલાદ અને આખી માનવજાત કરતાં વધુ ચાહતો નથી. (સહીહૈન)

અલ્લાહ તઆલા અને તેના ફરીશ્તા આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પર દુરૂદો સલામ મોકલે છે. હે મોઅમીનો, તમો પણ તેમના પર દુરૂદો સલામ મોકલો અલ્લાહ તઆલાનો આ હુકમ છે. તેમાં એમ નથી કહેવામાં આવ્યું કે દુરૂદો સલામ વખતે કિયામ કરો. સહાબીઓ તાબેઈનો અને તબે–તાબેઈનોએ કિયામ કર્યો હોય એવી કોઈ સહીહ રીવાયત નથી.

બીદઅતીઓ એવી દલીલો કરે છે કે જન્નતની હુરો અને કઅબતુલ્લાહ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના જન્મ સમયે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના વાલેદહ બીબી આમેનહના હુજરાને સજદહ કર્યો હતો.અને ફરીશ્તાઓએ ઉભા રહીને સલાતો સલામ પઢયા હતા. અને સહાબીઓ મીમ્બર પર ઉભા રહીને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની વીલાદતનું વર્ણન કરતા હતા. આ બધી રીવાયતોની કોઈ સહીહ સનદ નથી.

બીદઅતીઓનો અકીદહ છે કે નમાઝ અને તીલાવતે કુર્આન વેળા

મેહફીલે મીલાદ શરીફ અને નઅત ખ્વાનીની મજલીસોમાં તેમજ સાલેહ માણસોના જનાઝહમાં આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પોતાના પાક સ્મ મુબારક સાથે હાજર રહે છે. આ અકીદો કોઈ મોઅતબર હદીસથી સાબીત નથી. તેમના આ બાતીલ અકીદહ ના આધારે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની વીલાદતના વર્ણન સમયે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ હાજર થાય છે. એટલે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની તાઝીમ માટે તેઓ કિયામ કરે છે. ઉભા રહીને એક સાથે મોટા અવાજે દુરૂદ સલાત–સલામ પઢવા વીષે કોઈ સનદી રીવાયત નથી. તે બીદઅત છે. દુરૂદ સલાત વ સલામ પઢવાની ઘણી બરકતો અને ફઝીલતો સહીહ હદીસોમાં રીવાયત થયેલી છે. તેમાં કયાંએ કિયામ નો ઉલ્લેખ નથી.

તઅઝીમનું કોઈ કાર્ય કેટલુંય સુંદર હોય પણ જો તે વ્યકિત પોતે એ કાર્યની મનાઈ કરે અથવા નાપસંદગી દર્શાવેતો તે તેની તઅઝીમ નથી પણ નાફરમાની છે. જયારે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ બહારથી તશરીફ લાવતા અને સહાબીઓ બેઠેલા હોય તો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ તેઓને તેમની તઅઝીમ માટે ઉભા થવાથી રોકતા અને મજલીસમાં જયાં પણ જગ્યા હોય ત્યાં બેસી જતા.

અનસ બીન માલીક (રદી.) રીવાયત કરે છે કે બીજા લોકો કરતા સહાબીઓને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ થી વધુ મોહબ્બત હતી. પરંતુ જયારે તેઓ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને જોતા તો ઉભા થતા ન હતા. કારણ કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને તેઓનું ઉભા થવું પસંદ ન હતું. (મીશ્કાત)

નફીલ ઈબાદતો માટે કોઈ ખાસ દિવસ મખસુસ કરવા માટે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે મનાઈ ફરમાવી છે. જેમકે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે જુમ્અહનો દિવસ રોઝા માટે મખસુસ કરવાની મનાઈ કરી છે.

એટલે દુરૂદો સલામ રબીઉલ –અવ્વલ માસમાં જ પઢવું અને કિયામ કરી સલામ પઢવી. (કે સલામી આપવી ) અને તેને સવાબનું કાર્ય સમજવું બીદઅત છે. દરરોજ કસરતથી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પર દુરૂદો સલામ પઢો. તશહહુદમાં (નમઝમાં) પઢો એટલે નમાઝની પાબંદી કરો અને તેનો અજર વ સવાબ બરકતથી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની હવઝે કવસર પર મુલાકાત નસીબ થાય અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની શફાઅતના હકદાર બની શકાય કારણકે ઈશ્કે રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ તેમની સુન્નતની ઈતાઅતમાં છે.

ખુલાસો એ છે કે અગર આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના રોઝએ અકદસ પાસે સલાત અને સલામ અર્ઝ કરવામાં આવે અને દુરૂદ શરીફનો ઝિક્ર કરવામાં આવે તો તે ત્યાં ઉભા રહીને કરવામાં આવે. નમાઝના છેલ્લા કાઈદહમાં બેસીને દુરૂદ શરીફ પઢવામાં આવે છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નો ઝિક્ર અઝાનમાં ઈકામતમાં, તશહહુદમાં, દુરૂદ શરીફમાં, વઅઝોની અને કુર્આને પાકની કિરાતની મજલીસોમાં વારંવાર થાય છે. પરંતુ કયાંય કિયામ કરવામાં આવતો નથી. એટલે મિલાદની મજલીસોમાં કરવામાં આવતો કિયામ સલાતો સલામ માટે અને તઅઝીમ માટે છે. એમ કહેવું સુન્નત થી ખીલાફ છે.

**(ઈન્નમા અન બશરૂન– إِنَّمَا أَنَا بَشَرٌ :–**

મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ માટે દરેક મુસલમાનને મુહબ્બત હોવી જોઈએ. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ત્યે મોહબ્બત ઈમાનનો ભાગ છે. ઈશ્કે રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ મુસલમાનોની વિશિષ્ટતા છે. બીજા મઝહબોમાં નબીઓ કે ધર્મસ્થાપક વિશે આટલા માણમાં ઈશ્કનો અભાવ છે. પછી ભલે તેઓ રામને અને ગૌતમ બુધ્ધને ભગવાનના આવતારો માનતા હોય કે નબી ઈસા (અલૈ.) ને અલ્લાહ પાકના બેટા કહેતા હોય પરકોમો મુસલમાનોનું આ મર્મસ્થાન સારી પેઠે જાણે છે. તેથી જયારે

તેઓ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ માટે કોઈ અપશબ્દ ઉચ્ચારે કે તેમના પર કોઈ આક્ષેપ ટીકા કરે ત્યારે મુસલમાનોની આ અતિ કોમળ ભાવનાને ઠેસ પહોંચે છે. અને મુસલમાનો પોતાની જાન હથેલીમાં લઈ તેનો સામનો કરે છે.

બીદઅતીઓ સુન્નતના હીમાયતીઓને ટાંણા મારે છે કે તેઓને ઈશ્કે રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની જાણ નથી તેથી તેઓ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને બશર કહે છે. એટલે કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને બશર (માનવી) કહેવું આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની તવહીન છે.

મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અલ્લાહ પાકના નબી અને રસુલ હતા. બશર હતા અને ખૈરૂલ બશર હતા. ઈસ્લામનો આ સહીહ અકીદો છે. મકકાના મુશરિકો કહેતા હતા કે એતો તમારા જેવાજ એક માણસ છે. (સુરએ મુઅમેનુન, આયત ૨૩) આ કેવો નબી છે કે બજારમાંથી જાય છે. અને ખાય પણ છે? (સુરહ મોઅમેનુન આયત ૨૩) કુર્આને પાકમાં અલ્લાહ તઆલા ફરમાવે છે:

بَشَرٌ مِثْلُكُمْ يُوحٰى اِلَيِّ أنّما اِلٰهُكُمْ اِلٰهٌ وَاحِدٌ

(સુરએ કહફ, આયત ૧૧૦)

અર્થાત (હે રસુલ) તુ કહીદે કે હું તમારા જેવોજ માનવી છું. (મારી પાસે ) આ વહી આવે છે. બેશક તમારો મઅબુદ એકજ મઅબુદ (ઈલાહ, અલ્લાહ) છે.

આગલા નબીઓએ પણ પોત પોતાની કોમને કહયું હતું કે તેઓ માનવી હતા. અલ્લાહ તઆલા ફરમાવે છે કે : તેઓએ (રસુલોએ) કહયું કે અમે પણ તમારા જેવાજ માનવી بَشَرٌ مِثْلُكُم છીએ અલ્લાહ પાક પોતાના બંદાઓમાંથી ચાહે તેને નબુવતનો મનસબ અતા કરે છે. (સુરએ ઈબ્રાહીમ) એવી જ રીતે અલ્લાહ તઆલ ફરમાવે છે

ا نا

**قُلْ سُبْحَانَ رَبِّىِ هَلْ كُنْتُ اِلَّا بَشَراً رَسُوْلا**

**(સુરએ બની ઈસરાઈલ)**

**અર્થાતઃ ( હે રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ), આપ કહી દો કે સુબ્હાનલ્લાહ, હું માત્ર એક બશર અને રસુલ છું. સુરએ હામીમ સજદહમાં પણ એવીજ આયત છે હઝરત ઉમ્મે સલમહ (રદી.) ઝવજએ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ રીવાયત કરે છે કે એક વેળા બે પક્ષો વચ્ચે કાંઈ ઝઘડો થયો તેઓ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની ખીદમતમાં હાજર થયા અને ફરિયાદ રજુ કરી.**

**આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : اِنَّـمَـا اَنـاْبَشَرٌ અર્થાત બેશક, હું એક બશર (માનવી) છું. બનવા જોગ છે કે તમારામાંનો એક પક્ષ પોતાની દલીલો ચાલાકીથી રજુ કરે અને હું તેની તરફેણમાં ચુકાદો આપું આવી રીતે હું જેને બીજાનો હક અપાવી દઉ તો તે જહન્નમનો ટુકડો છે. ચાહે તે લે અથવા છોડી દે. (બુખારી).**

**આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે મદીનાના લોકો ને તેમના ખજુરના ઝાડોને કલમ ન લગાડવાનું કહયું હતું તેથી તેઓ એ આ કામ ત દીધું પરિણામે તે વર્ષે ખજુરની પેદાશ ઓછી ઉપ . જયારે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને તેની જાણ થઈ ત્યારે ફરમાવ્યું : اِنَّـمَـا اَنَاْبَشَر (અર્થાત : બેશક હું પણ એક માનવી છું.) જો હું તમોને દીનની બાબતમાં હુકમ આપુ તો તેના પર જરૂર તમારે અમલ કરવો અને જો હું તમોને દુન્યવી બાબતમાં કાંઈ મારા મત મુજબ કહું તો "فَاِنَّمَا اَنَاْبَشَر". (મીશ્કાત)**

**ઝેદ બીન અરકમ રદી રીવાયત કરે છે કે હજજતુલ વિદાઅથી પરવારીને મદીના તરફ મુસાફરી વખતે ગદીરે ખુમ આગળ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ખુત્બહ આપ્યો હતો ત્યારે ખુત્બહમાં આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું. :**

اَمَّا بَعْدُ يَا اَيُّهَا النَّاسُ اِنَّمَا أَنَا بَشَرٌ ... آتِىَ رَسُوْلَ رَبِّى فَأُجِبُ

હે લોકો સાંભળી લો હું બશર છું શકય છે કે મારી પાસે મારા રબનો કાસીદ (મવતનો ફરીશતો) આવે અને હું કબુલ કરી લઉ... (મુસ્લિમ) વફાત પહેલાં છેલ્લા ખુત્બહમાં આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમમે ફરમાવ્યું હતું.

" وَاِنَّمَا اَنَاْبَشَر" (સહીહૈન, તીરમીઝી))

નબી મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ બશર હતા અને ખૈરૂલ બશર (માનવીઓમાં શ્રેષ્ઠ) હતા એથી તેમનું અનોખુ સ્થાન છે.

كُلُّ نَفْسٍ ذَائِقَةُ الْمَوْتِ

દરેક નફસ (વ) ને મવત છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ વફાત પામ્યા હતા અને મદફુન થયા હતા. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ફરીશતા હોત તો તેમને દેહ ન હોત અને તેમની વફાત ન થાત.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના નબુવતના દઅવાની હંસી ઉડાવતાં મકકાના મુશરિક કુરેશી અગ્રેસરો એમ કહેતા હતા કે આ મામુલી ઈન્સાનને અલ્લાહ પાકે તેના રસુલ તરીકે કેમ મોકલ્યો. કોઈ ફરિશ્તાને કેમ રસુલ બનાવી મોકલ્યો નહી ? જો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ બશર ન હોત તો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમથી તેઓ ડરીને રહેતે. અને મુસીબતો તકલીફો ઉભી ન કરતે ખૂન કરવાનું કાવતરું ન કરતે તેઓએ પુરા પચાસ વરસો તેમને તદન ન કથી જોયા હતા. અને જાણ્યા હતા. મદીના ના લોકોએ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને તેર વરસો સુધી જોયા અને જાણ્યા હતા. પણ તેઓએ આપની બશરીયત (મનુષ્યતા) વિષે કશી શંકા કરી ન હતી. જો કાંઈ શંકા હોત તો યહુદ અને મુનાફીકો છુપાવતે નહી.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ માનવી ન હોત તે શાદી ન કરતે. વન નિર્વાહ માટે કામ ન કરતે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની વફાત ન થાતે.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની અઝવાજે મુતહહરાતોએ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ વિષે બધુજ રીવાયત કર્યુ છે. કશું જ

છુપાવ્યું નથી. તેઓએ આપનું દૈનિક  વન અક્ષરસ : બયાન કર્યુ જેમાં એવી કોઈ બાબત નથી કે જે આપની બશરીયતથી ખિલાફ હોય.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ મુસ્તફા (પસંદ કરેલ) અલ્લાહ પાક ના બંદા અને રસુલ હતા. આપના પર વહી આવતી આપ અદના માણસ ન હતા. પણ માણસ તો હતા. શ્રેષ્ઠ માનવી હતા; ખૈરુલ બશર હતા. આપ પૈદા થયા. ૬૩ વર્ષનુ આયુષ્ય ભોગવ્યું ખાધું પીધું;  સુતા, જાગ્યા ; ઘરકામ કર્યુ, ઈબાદત કરી,  હાદ કર્યો, વેપાર કર્યો, રાજય ચલાવ્યું, શાદી કરી પુનિત પત્નીઓ સાથે  જિમાઅ કર્યા, ઔલાદ થઈ, બીમાર પડયા, અને અંતે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની વફાત થઈ. આ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની બશરીયત છે. પણ તેમની બશરીયત બહુ ઉચ્ચ કક્ષાની હતી.

ઈમામે રબ્બાની મુજદીદે અલફ સાની (રહ.) લખે છે કે : એ ભાઈ, મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ઉચ્ચ દરજ્જાના હોવા છતાં બશર હતા. (દફતર પહેલું, મકતુબ ૧૦૩) અંબીયા અલયહીસ્સલામ બીજા મનુષ્યોની જેમ  પોતાને બશર કહેતા હતા. (દફતર પહેલું મકતુબ ૧૬૭). એક માનવી નબીજ માનવીઓની  વનના બધા ક્ષેત્રોમાં રહબરીનો નમુનો બની શકે જે અનુકરણિય આદર્શ હોય આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમનુ  વન "ઉસ્વએ હસનહ" હતું.

બુસયરી (રહ.) એ કસીદહ બુરદહ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની શાનમાં લખ્યો હતો. તેમા આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની તઅરીફ અને મોહબ્બતના અશઆર છે. તેમણે લખ્યું હતું કે : મારી મઅલુમાતની પરાકાષ્ટા એ છે કે આપ એક અઝી–મુશ્શાન  જલીલુલ કદ્ર બશર છે. અને આપ અલ્લાહ પાકની તમામ મખલુકાત ઈન્સાનો અને ફરિશ્તાઓથી અફઝલ છે.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની બશરીયતમાં કોઈ શંકાને સ્થાન નથી.તેઓ બશરોમાં અજોડ શ્રેષ્ઠ બશર હતા.  પણ આપ સલ્લલ્લાહુ

અલયહી વસલ્લમની અફઝલ સીફતો અને કમાલાતો હતી તે જુદી જ બાબત છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને બશર માનવું સહીહ ઈમાન શરતો પૈકીની એક શરત છે. જો કોઈ માણસ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને નબી અને રસુલ માને પણ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની બશરીયત વિષે શંકા ઉઠાવે તો તે કુર્આન ને જુઠાડે છે. અને કુફ્ર કરે છે. મુફતીએ બગદાદ અલ્લામહ અબુલ ફઝલ શિહાબુદ્દીન સૈયદ મહમુદ આલુસી (રહ.)એ આ ફતવો તેમની ખ્યાત કિતાબ " તફસીરે રૂહુલ મઆની" માં નકલ કર્યો છે. (ફતાવા રહીમિય્યહ ભાગ બીજો, પાના ૨૩૨–૨૩૩–૨૩૪)

**શું રસૂલુલ્લાહ હા ર ના ર છે. ? :–**

બીદઅતીઓનો અકીદહ છે કે મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ હા ર ના ર છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નમાઝમાં કુર્આને પાકની તીલાવત વેળા નઅતની અને મીલાદની મજલીસોમાં અને નેક લોકોના જનાઝહમાં પોતાના સ્મ મુબારક સાથે હાજર રહે છે. મોઅમીનીન ની કબરમાં પણ મુનકર અને નકીર ફરીશતાઓ મૈયત ને સવાલો કરે છે ત્યારે પણ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ હાજર રહે છે. તેઓ બધુ સાંભળે છે અને જુએ છે. બીદઅતીઓ શાહીદનો અર્થ હાઝીર કરે છે. દર હકીકત શાહીદનો અર્થ શહાદત આપનાર એટલે શાક્ષી (ગવાહ) થાય છે.

આ અકીદહ ગંભીર કારનો છે. કારણ કે સર્વત્ર હાઝીર હોવું અલ્લાહ તઆલાની જ સીફત છે. તેજ સઘળુ સાંભળનાર અને જોનાર છે.

وَهُوَ السَّمِيۡعُ الۡبَصِيۡرُ

કુર્આને પાકમાં જણાવવામાં આવ્યું છે કે પૂર્વ કે પશ્ચીમ (એટલ સર્વ દિશાઓ) અલ્લાહ તઆલાની જ છે. બેશક, અલ્લાહ પાક સર્વ વ્યાપક અને સર્વજ્ઞ છે (સુરએ તવબહ, આયત–૬૧) અલ્લાહ પાક દરેક જગ્યાએ હા ર છે. (સુરએ અઅરાફ આયત ૭ ) અલ્લાહ તઆલા બધુ જોનાર છે. (સુરએ આલે ઈમરાન આયત ૧૬૩) વિગેરે.

અલ્લાહ તઆલાના ૯૯ સિફતી નામો છે. તે પૈકી અલઆલીમ (સર્વજ્ઞ), અલ બસીર (બધુ જોનાર) અને અશ્શાહીદ (સાક્ષી છે.)

**શાહીદનો અર્થ :–**

બેશક અમે તમારા તરફ એક એવો રસુલ મોકલ્યો છે જે તમારા વિરૂધ્ધ (કિયામતના દિવસે) સાક્ષી (શાહીદ) થશે ગવાહી આપશે (સુરએ મુઝમ્મીલ આયત ૧૫)

وَ كَفٰى بِاللّٰهِ شَهِيْداً

(સુરએ રઅદ, આયત ૪૩) અર્થાત અલ્લાહ પુરતો ગવાહ છે.

قُلْ كَفٰى بِاللّٰه بَيْنِى وَ بَيْنَكُمْ شَهِيْداً

સુરએ અનકબુત, આયત પર) અર્થાત તુ કહી દે કે મારી અને તમારી વચ્ચે અલ્લાહ તઆલા જ શાક્ષી પુરતો છે.

وَ كَفٰى بِهِ شَهِيْداً بَيْنِى وَ بَيْنَكُمْ

(સુરએ અહકાફ આયત ૮) અને મારી અને તમારી વચ્ચે તેજ (અલ્લાહ) શાક્ષી (શાહીદ છે.)

وَشَهِدَ شَاهِدٌ مِّنْ بَنِى اِسْرَائِيْلَ

(સુરએ અહકાફ, આયત ૧૦) બની ઈસરાઈલના (આલીમો)માંના એક શાક્ષીએ શાક્ષી આપી.

અને જે દિવસે અમે ત્યેક ઉમ્મતમાં તેઓના ઉપર તે લોકોમાંથી જ શાહીદ (એક શાક્ષી) ગવાહ ઉભો કરીશું (હે નબી) આ (કાફીર) લોકો પર તને શાક્ષી (શાહીદ) બનાવીશ (સુરએ નહલ, આયત ૮૯).

وَ أَرْسَلْنَاكَ لِلنَّاسِ رَسُوْلاً وَ كَفٰى بِاللّٰهِ شَهِيْداً '

(સુરએ નિસાઅ, આયત ૭૯). (હે નબી), અમે તને જનસમુહ (ની હીદાયત) માટે રસુલ બનાવીને મોકલ્યો અને એ વિષે અલ્લાહ પાકની શાક્ષી (ગવાહી) બસ છે.

અને તું જ (અલ્લાહ) દરેક વસ્તુનો શાક્ષી (શાહીદ) છે.(સુરએ

માએદહ; આયત ૧૧૭)

જયારે અલ્લાહ પાકે પોતાના નબીઓથી કરાર લીધો હતો કે જે કાંઈ હું તમને કિતાબ અને હીકમત આપું તે પછી તમારી પાસે એવો રસુલ આવે જે તમારી પાસે જે કિતાબ છે તેને સત્ય બતાવે તો તમે તેના ઉપર જરૂર ઈમાન લાવજો અને જરૂર તેની તરફદારી (મદદ) કરજો,. (પછી અલ્લાહ પાકે) ફરમાવ્યું કે શું તમે ઈકરાર કર્યો અને આ શરતે મારો કરાર મીષાક કબુલ કર્યો ? તેઓ સૌ બોલ્યા : અમે કબુલ કર્યુ. (અલ્લાહ પાકે) ફરમાવ્યું وَاَنَا مَعَكُمْ مِّنَ الشّٰهِدِيْنَ

તો હવે તમો (એ વિષે) શાક્ષી રહેજો અને હું પણ તમારી સાથે શાક્ષી છું. (સુરએ આલે ઈમરાન– આયત ૮૧)

આ બધી આયતોમાં શાહીદનો અર્થ શાક્ષી, ગવાહ થાય છે. સાંભળનાર કે જોનાર થતો નથી.

કલમએ શહાદત પઢવાથી ઈસ્લામમાં દાખલ થવાય છે. તેમાં શહાદત નો અર્થ ગવાહી આપવી થાય છે. શાહીદનો અર્થ સાંભળનાર હા ર ના ર થતો નથી.

**નઝીર નો અર્થ :–**

وَمَا أَرْسَلْنٰكَ اِلَّا مُبَشِّراً وَّ نَذِيْراً

(સુરએ બની ઈસરાઈલ, આયત ૧૦૫) અર્થાત: અને અમે તને માત્ર ખુશખબરી આપનાર (મુબશ્શીર) અને ડરાવનાર (નઝીર) બનાવીને મોકલ્યો છે.

આ આયત અને બી અનેક આયતોમાં નઝીરનો અર્થ નાઝીર હાજર નાઝર નથી થતો પણ ડરાવનાર કિયામતના અઝાબથી ડરાવનાર થાય છે. નબીની ફરજ છે. કે મોઅમીનોને ખુશખબર આપે અને (બશીર) મુશરીકો અને કાફીરોને ડરાવે (નઝીર)

કબરમાં મુનકર અને નકીર ફરીશતા મૈયતને શ્ર પુછશે કે આ

(એટલે મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) કોણ છે ? કાફીર કહેશે હું તેમને ઓળખતો નથી. મોઅમીન કહેશે કે તે અલ્લાહ તઆલાના રસુલ છે. પછી તેઓને જન્નત અને જહન્નમના દ્રશ્યો દેખાડવામાં આવશે. મોઅમીનોને થમ જહન્નમનું દ્રશ્ય બતાવવામાં આવશે જેથી તેને જહન્નમની યાતનાનો ખ્યાલ આવશે. પછી તેને જન્નતનું દ્રશ્ય બતાવવામાં આવશે અને પછી તેને કહેવામાં આવશે. આ (જન્નત) તારું આખેરી રહેઠાણ છે. જેથી તે બહુ ખુશ થશે. કાફીરને થમ જન્નતનું દ્રશ્ય બતાવવામાં આવશે અને તેને કહેવામાં આવશે કે જો તુ ઈમાન લાવતે તો આ તેનુ ઠેકાણુ હોત. પછી તેને જહન્નમમાં તેનું કાયમી રહેઠાણ બતાવામાં આવશે જેથી તેને તેના કુફ્રનું ભાન થશે અને તેને ઘણો પસ્તાવો થશે. આમ મૈયતને જહન્નમ અને જન્નતનાં દ્રશ્યો બતાવામાં આવશે અને કબરમાં આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની સુરત શીકલ મૈયતને કેવી રીતે બતાવવામાં આવશે તેનો ઈલ્મ ફકત અલ્લાહ તઆલાને જ છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની સુરત શીકલ મૈયતને કબરમાં બતાવવામાં આવશે એનો અર્થ એ નથી થતો કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને પોતે દરેક મૈયતની કબરમાં હાજર કરવામાં આવશે.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ રોઝએ અકદસમાં હયાત છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ હયાતુન્નબી છે. પણ તેઓ બધે બધ હાજર રહે છે એવો અર્થ નથી. નમાઝ, કુર્આન અને હદીસની તીલાવત વેળા, નઅત અને મીલાદની મજલીસોમાં નેક લોકોના જનાઝહમાં અને કબરમાં આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નુ હા ર નાઝીર હોવું ગલત અકીદહ છે. હા ર–નાઝીર હરપળે દરેક જગ્યાએ હોવું અલ્લાહ તઆલાની ખાસ સીફતોમાંથી છે. તેમાં નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને ભાગીદાર બનાવવું શિર્ક છે.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના રોઝએ અકદસ પાસે ઉભા રહી દુરૂદ સલામ અને સલાત પઢવામાં આવે છે. તે આપ સલ્લલ્લાહુ અલયહી

વસલ્લમ સાંભળે છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ ફરમાવ્યું છે કે તમો ગમે ત્યાં હો અને તમો મારા પર દુરૂદ પઢો તો તે અલ્લાહ તઆલા ફરીશતા મારફતે મને પહોંચાડે છે. દુરૂદ શરીફ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને પહોંચાડવાનો અર્થ એ થાય છે કે દુરના સ્થળેથી પહોંચાડવું કારણ કે તે દુરના સ્થળે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ હાઝીર નાઝીર નથી.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું છે કે : જે કોઈ મારી કબર પાસેથી મારા પર દુરૂદ શરીફ પઢે છે તે હું સાંભળુ છું. અને જે કોઈ મારા પર દુરૂદ શરીફ દુરથી પઢે છે તે મને પહોંચાડવામાં આવે છે. (મીશ્કાત) અને અલ્લાહ તઆલાએ ફરીશ્તાઓની એક જમાઅત નકકી કરી છે જે ધરતી પર ફરતી રહે છે. અને મારી ઉમ્મતના સલાત સલામ મને પહોંચાડે છે. (નસાઈ) આથી સાબીત થાય છે કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અલ્લાહ તઆલાની જેમ હા ર નાઝીર નથી અને દુરનું ડાયરેકટ (સીધે સીધું) સાંભળતા નથી.

તેથી હા ર–નાઝીરના બાતીલ અકીદહ વગર મોહબ્બત ના આવેશમાં " યા રસૂલુલ્લાહ" કહેવામાં આવે તો જાઈઝ છે (હે મોહંમદની ઉમ્મત),એજ માણે અમે તમને (દરેક) રીતે સર્વોતમ ઉમ્મત બનાવી કે જેથી તમે (કાફીર)લોકો પર શાહેદ (શાક્ષી,ગવાહ) થાઓ અને (મોહંમદ) રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ તમારા માટે શાહીદ (શાક્ષી) થાય " (સુરએ બકરહ, આયત ૧૪૩) આ આયતમાં શહીદ અને તેનું બહુવચન શુહદા શબ્દો વપરાયા છે. જેનો અર્થ શાક્ષી અથવા ગવાહી આપનાર થાય છે. આ આયતની તફસીર વિષે અબુ સઈદ અલ ખુદરી (રદી.) રીવાયત કરે છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : કિયામતના દિવસે અલ્લાહ તઆલા નુહ (અલ. )ને બોલાવશે અને તે નુહ (અલૈ.) હાજર થશે. અને કહેશે :

يَا رَبِی لَبَّيْکَ وَ سَعْدَيْکَ

(હું હાજર છું.) અલ્લાહ તઆલા ફરમાવશે : શું તમે મારા હુકમો લોકોને

પહોંચાડયા હતા ? નુહ (અલૈ.) કહેશે : હા, પછી અલ્લાહ તઆલા તેમની નુહ (અલૈ.) ની કોમને પુછશે : તમારી પાસે કોઈ ડરાવનાર (નઝીર) આવ્યો હતો કે નહી. ? તે લોકો કહેશે : (અમારી પાસે) કોઈ આવ્યું ન હતું. અલ્લાહ તઆલા તેમને (નુહ અલૈ.ને) કહેશે : તમારો ગવાહ કોણ છે ? مَنْ يَشْهَدُكَ તે કહેશે : મોહંમદ (સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) અને તેમની ઉમ્મત. ત્યારે મારી (મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની) ઉમ્મત ગવાહી આપશે કે બેશક નુહ (અલૈ.) મે અલ્લાહ તઆલાના હુકમોની તબલીગ કરી હતી. અને હું (મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ગવાહી આપીશ કે આ સૌ લોકો સાચા છે. (બુખારી)

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ તેમના ખુત્બામાં શાહીદ અને અશહદ શબ્દ યોગ કરતા જેનો અર્થ ગવાહ, શાક્ષી થાય છે. દાખલા તરીકે હજજતુલ વિદાઅ સંગે અરફાતના મેદાનમાં હા ઓના સમુહને કરેલા સંબોધનના અંતે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું હતું : અને (અલ્લાહ તઆલા કિયામતના દિવસે) તમોને મારા (નબી મોહમંદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) વિષે પુછશે, તો તમે શું કહેશો ? તો તેઓએ કહયું :

نَشْهَدُ أَنَّكَ قَدْ بَلَّغْتَ

(અર્થાત અમો ગવાહ છીએ કે તમોએ અલ્લાહ પાકનો સંદેશ–હુકમ અમોને પહોંચાડી દીધો છે.) وَ اَدَّيْتَ (અને તમે તમારી ફરજ પુરી કરી) وَنَصَحْتَ (અને તમોએ અમોને નસીહત કરી.)

પછી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે આસમાન તરફ આંગળી ઉચી કરી અને લોકો તરફ નિર્દેશ કરીને ફરમાવ્યું : اَللّٰهُمَّ اشْهَدْ (હે અલ્લાહ, તું ગવાહ છે.) એમ. ત્રણ વાર કહયું. (મીશકાત, તીરમીઝી)

કલમએ શહાદતના શબ્દો છે

اَشْهَدُ اَنْ لَّا اِلٰهَ اِلَّا اللّٰهُ وَ اَشْهَدُ اَنَّ مُحَمَّداً عَبْدُهٗ وَ رَسُوْلُهٗ

અર્થાતઃ હું ગવાહી આપુ છું કે અલ્લાહ તઆલા સિવાય બીજો કોઈ મઅબુદ

નથી અને હું ગવાહી આપુ છું કે મોહંમદ  સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અલ્લાહ પાકના બંદા અને રસુલ છે.

આ સૌ દ્રષ્ટાંતો પુરવાર કરે છે કે શહીદ, શાહીદ શાહિદવ નો અર્થ શાક્ષી, ગવાહ થાય છે કુર્આનમાં અને હદીસમાં આ શબ્દ જયારે મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ માટે વપરાયો છે ત્યારે તેનો અર્થ હાઝીર નાઝીર સાંભળનાર નથી થતો પણ શાક્ષી, ગવાહ થાય છે.

તેથી મોહબ્બતના આવેશમાં " યા મોહંમદ" કહેવામાં આવે તો જાઈઝ છે પણ જયારે હા ર નાઝીર અકીદહની  દખલ છે ત્યાં નાજાઈઝ છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને હા ર નાઝીર માની " યા રસૂલુલ્લાહ" (એવીજ રીતે યા અલી, યા ગોસપાક, યા પીરાને પીર વગેરે પુકારો) બેશક નાજાઈઝ અને મના છે.

તફસીરે હકકાનીમાં اُدْعُوْنِى اَسْتَجِبْ لَكُمْ (સુરએ મોઅમીન) ની  શરહમાં લખેલું છે કે અલ્લાહ તઆલા કહે છે મને પુકારો, મારી ઈબાદત કરો હું તમારાથી ગાઈબ નથી. હું તમારૂ કહેવું અને પુકારવું સાંભળું છું. હું તમારી  અરજ અને ઈબાદત કબુલ કરૂં છું.

તો પુકાર અલ્લાહ તઆલા માટેજ છે.ગેરૂલ્લાહ માટે નથી. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ ફરમાવ્યું : اَنْ تَدْعُوَ لِلّٰهِ نِدًّا وَهُوَ خَلَقَكَ (મીશ્કાત) અલ્લાહ તઆલાને પુકારવામાં અને તેની ઈબાદત કરવામાં તુ કેમ કરી કોઈને શામીલ કરે છે. જયારે  તેણેજ  (અલ્લાહ પાકે) તને પેદા કર્યો છે. ? આથી સાબીત થાય છે કે  હાજત રવાઈ માટે યા અલ્લાહ કહીને તેનેજ પુકારવામાં આવે. એવી રીતે બીજા કોઈને પુકારવું એ મોટો ગુનોહ છે. ગેરુલ્લાહ મુશ્કીલકુશા અને  હાજતરવા નથી.

આજ અકીદહના આધારે દુરૂદે તાજના શબ્દો:

دَافِعُ الْبَلَاءِ وَ الْوَبَاءِ وَالْقَحْطِ وَالْمَرَضِ وَالْاَلَمِ

માં શિર્ક છે. મેહબુબે સુબહાની ગવસે અઅઝમ શયખ અબ્દુલકાદીર  લાની

(રહ.) ફરમાવે છે : બલા દુર કરવાની પોતાની તવજ્જુહ કોઈ મખ્લુક તરફ ન લઈ જા કારણકે એ અલ્લાહ તઆલા સાથે શિર્ક કરવું છે. કોઈ માણસ તેની સાથે તેની સત્તામાં કોઈ ચીજનો માલીક–મુખ્તાર નથી, ન તો કોઈ નુકશાન પહોંચાડનાર, ન તો નફો આપનાર, ન તો બલા દુર કરનાર, ન તો બલા તેડનાર, ન તો બીમાર કરનાર ન તો બીમારી દુર કરનાર, ન તો મુસીબતમાં નાખનાર અને મુસીબતમાંથી છુટકારો આપનાર તેના વિના બીજો કોઈ. (ફુતુહુલ ગયબ, પાનુ ૧૫૦)

અલ્લાહ તઆલાના સિવાય કોઈ બીજાના માટે પછી નબી હોય કે વલી હાઝીર નાઝીર અને હાજત પુરી કરનાર હોવાનો અકીદોહ તદ્દન ગલત અને બાતીલ છે. અને ઈસ્લામી તઅલીમથી વિરૂધ્ધ છે. હાઝીર–નાઝીર ફકત અલ્લાહ તઆલાની ઝાત છે.

મુજદીદે અલ્ફે સાની (રહ.) ફરમાવે છે : અલ્લાહ પાક તેના બંદાની કુલ્લી (સર્વ) અને જુઝઈ (અમુક) હાલતોનો જાણકાર છે. અને તેથી બંદા એ તે હા ર–નાઝીરની (અલ્લાહ તઆલાની) શર્મ કરવી જોઈએ. (દફતર પહેલું મકતુબ ૭૮)અલ્લાહ તઆલાના વિશિષ્ટ ગુણો (સીફત) પૈકી

عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ અને بِكُلِّ شَىْءٍ مُحِيْطٌ

અને હા ર નાઝીર છે તે તેની સીફતમાં કોઈ શરીક નથી. તેથી ખ્વાજા કુત્બુદીન બખ્ત્યાર કાકી (રહ.) ના ઉસ્તાદ સુલતાનુલ આરીફીન કાઝી હમીદુદીન નાગોરી (રહ.) "તવશીહ" માં લખે છે કે અમુક લોકો પોતાની હાજતો અને મુસીબતોના સમયે અંબીયા અને અવલીયાઓને પુકારે છે. અને અકીદહ રાખે છે કે તેમની રુહો હા ર છે. અમારી પુકાર સાંભળે છે. અને અમારી હાજતોના પુરતા જાણકાર છે. એ ઘણોજ ખરાબ શિર્ક અને ખુલ્લી જાહેલીયત છે.

વફાત પામેલા બુઝુર્ગો ને દરેક સ્થળે હા ર હોવાના અકીદહ સાથે ગાયેબાના નીદા (પુકાર) કરવું જેમ કે યા રસૂલુલ્લાહ, યા અલી, યા અબ્દુલ કાદીર વગેરે કુફ્રના કલેમાત છે.

શાહ વલીઉલ્લાહ મુહદીસ દહેલવી (રહ.) આ બાતીલ અકીદહ વિષે ફરમાવે છે : નબીઓ અને રસુલો (અલૈ.) માટે (લવાઝીમે ઉલુહીયત) (અલ્લાહ પાકની ખાસ સીફાત) જેમ કે આલીમે ગેબ હોવુ અને દરેકની દરેક જગ્યાએથી ફરીયાદ પુકાર સાંભળવી અને તમામ મકદુરાત ઉપર કુદરત સાબીત કરે એ અકીદહ બાતીલ અને ખોટો છે. (તફસીરે ફત્હુલ અઝીઝી) (ફતાવા રહી મીય્યહ, રદ્દે બીદઅત પાના ૧૪૭–૨૯૮)

સારાંશ અલ્લાહ પાક સિવાય બીજાને નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ કે બીજો  કોઈપણ હોય હા રનાઝીર હોવાનો અકીદહ બાતીલ છે. ફકત અલ્લાહ પાકની એ સીફત છે." બેશક અલ્લાહ પાક સર્વ વ્યાપક (અને) સર્વજ્ઞ છે.(સુરએ બકરહ, આયત ૧૧૫)

**ઈલ્મે ગેબ :–**

સૌથી દુષ્ટ બીદઅતી અકીદહ એ છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ આલીમુલ ગેબ હતા. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને લોહે કલમનો, ઈલ્મે ખુમ્સ ત્રિકાળ વર્તમાન, ભૂત અને ભવિષ્ય નો અને સર્જનથી માંડી અંત સુધીનો  આ દુનિયા અને આખેરતનો  ઈલ્મ હતો. તેઓ " يَـا اَيُّهَـا الـنَّبِى " ના શબ્દ યોગો અર્થ હે ગેબના જાણનાર નબી કહે છે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને શફાઅતે કુબરાનો અધિકાર છે તેઓ આ અકીદહના સમર્થનમાં સુરહે અહઝાબની ૪૫–૪૬–૪૭ મી આયતોનો અર્થ આ  માણે કરે છે : હે દરેક પળની ગેબના ખબરદાર નબી અલ્લાહ પાકે તમોને હા ર નાઝીર અને ખુશખબર આપનાર شَـــاهِــداً وَمُبَشِّــراً وَ نَـذِيُـراً બનાવીને મોકલ્યા છે. અને તેના હુકમથી અલ્લાહ તઆલા ના તરફ સૌને બોલાવનાર સુર્ય અને ચંદ્ર છો. અને ઈમાનવાળાઓને ખુશ ખબર આપ કે તેને માટે અલ્લાહ પાક તરફથી મહાન બુઝુર્ગી છે.

આ આયતોના અર્થોમાં يَـــا اَيُّهَـــا النَّبِىُّ નો અર્થ  હે નબી, શાહિદવનો અર્થ શાક્ષી અને નઝીરનો અર્થ  ડરાવનાર અને سِــرَاجــاً مُنِيُــراًનો અર્થ રોશન

ચીરાગ થાય. તેને બદલે અનુક્રમે તેઓના વિકૃત અર્થો : હે દરેક પળની ગેબની ખબર જાણનાર નબી, અલ્લાહ પાકે તમોને હા ર નાઝીર અને ખુશ ખબર આપનાર બનાવીને મોકલ્યા છે અને તેના હુકમથી અલ્લાહપાકના તરફ સૌને બોલાવનાર સુર્ય અને ચંદ્ર છો. આ અર્થ બાતીલ છે. તેઓની દલીલ છે કે જેમ સુર્ય અને ચંદ્વ બધેજ હાજર હોય છે તેમ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પણ બધેજ હા ર નાઝીર છે.

એવીજ રીતે તેઓ કુર્આને પાકની આયતો અને હદીસોનો ખોટો અર્થ અને તાવીલ કરીને પોતાનું બાતીલ મંતવ્ય તિપાદન કરવાની કોશીશો કરી લોકોને બાતીલ અકીદહ તરફ દોરે છે.

તેઓ એવો અકીદહ ધરાવે છે કે નબી મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને જાહેર અને બાતીનનો ઈલ્મ હતો. તેઓ સર્વજ્ઞ સર્વત્ર છે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમનો ઈલ્મ નાશ વૈત નથી. આ અકીદહમા શિર્ક છે.

" ખરેખર, અલ્લાહ પાકની પાસેજ કિયામતનું જ્ઞાન છે અને તેજ વરસાદ વરસાવે છે અને જે કાંઈ ગર્ભાશયમાં છે તેને તેજ માત્ર જાણે છે અને કોઈ માણસને ખબર નથી કે કાલે તે શું કરશે અને કોઈ માણસને ખબર નથી કે તે કાલે કઈ ભૂમીમાં મરશે બેશક અલ્લાહ તઆલા બહુ જાણનાર છે. અને માહીતગાર છે. (સુરએ લુકમાન, આયત ૩૪) આ આયતનો અર્થ મુહકમાત સ્પષ્ટ છે. કાંઈ પણ ગુઘાર્થ નથી. છતાં બીદઅતી અકીદહવાળા લોકો એવો દાવો કરે છે કે આ મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના ઈલ્મને મર્યાદિત કરતુ નથી. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના આ ઈલ્મે ખુમ્સ (ઉપરની આયતમાં કહેવામાં આવેલી પાંચ બાબતો નો ઈલ્મ) પણ હતો. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ" مَا كَانَ وَمَا يَكُوْنَ " એટલે ત્રીકાળનો ઈલ્મ હતો. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને બધાજ કારના ઈલ્મ કુલ્લીયાત, જુઝીયાત, અતાઈ, ગેર અતાઈ, મુતનાહી, ગેર મુતનાહી, અને દાયમી હતા.

ઈલ્મ (જ્ઞાન) ના વિવિધ  કારો છે. અલ્લાહ તઆલાનો ઈલ્મ મખલુક નથી. તે ઝાતી અને ગયર મુતનાહી (અમર્યાદીત) અને કુલ્લી (સંપૂર્ણ) અને દાયમી (કાયમી–હંમેશનો) છે. ઈન્સાનનો ઈલ્મ ઝાતી નથી ઈન્સાનને અલ્લાહ તઆલા ઈલ્મ આપે છે. એટલે તેને સ્વયં જ્ઞાન નથી પણ અતાઈ (આપેલો) ઈલ્મ છે. ઈન્સાનને સર્વ (કુલ્લી) ઈલ્મ નથી અમુક જ (જુઝઈ ઈલ્મ) છે. તેનો ઈલ્મ ગયર મુતનાહી (અમર્યાદીત) નથી. પણ મુતનાહી (મર્યાદીત) છે. તેનો ઈલ્મ દાયમી (અનંત) નથી પણ હાદીસ (નાસવંત) છે. ઈન્સાનને ત્રિકાળનો ઈલ્મ નથી. તેનો ઈલ્મ એટલો મર્યાદીત છે કે તે તેની આંખ આગળની ચીજ અને બાબત પણ તે સારી પેઠે જાણી શકતો નથી. દરેક વ્યકિતને ભીન્ન ભીન્ન  કારનો ઈલ્મ હોય છે. ઈલ્મના દરવાજા છે. નબી મુસા (અલૈ.) અને ખીઝર (અલૈ.) ના ઈલ્મમાં પણ ફરક હતો. પક્ષીની ચાંચમાં જેટલું પાણીનું  બીંન્દુ હોય છે. તેટલુ ં જ્ઞાન માનવીનુ છે. જયાંરે અલ્લાહ તઆલાતો કુલ જગતનો ઈલ્મ ધરાવે છે. તે બાહય અને ભિતરનું જ્ઞાન ધરાવે છે.

عَالِمُ الْغَيْبِ وَ الشَّهَادَةِ

છે. (સુરએ મોઅમીનુન, આયત ૯૨) અર્થાતઃ અલ્લાહ તઆલા ગુપ્ત અને જાહેર બાબતોનો જાણકાર છે. તેનું માનવીની છાતીમાં દીલમાં શું છે અને તેના મનમાં શું છે તે પણ જાણે છે. લોહે મેહફુઝમાં તેનો ઈલ્મ છે. તેણે તેના મકબુલ બંન્દાઓને અતાઈ, મુતનાહી અને જુઝી ઈલ્મ આપ્યો. તેણે નબીઓ અને વલીઓને મઅરેફતનો અતાઈ ઈલ્મ બક્ષ્યો. નબીઓને તેમના કાર્ય મુજબ ઈલ્મ અને ઈખ્તિયાર અતા કર્યા. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને વહીએમતલુ અને વહીએગેરમતલુ દ્વારા ઈલ્મ આપ્યો હતો. બધા નબીઓ કરતા મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નો ઈલ્મ વધારે હતો. આ ઈસ્લામી અકીદહ છે.

અલ્લાહ તઆલાનુ એક સીફતી નામ અલ આલીમ છે. કુર્આને પાકમાં કહેવામાં આવ્યું છે કે. ફકત અલ્લાહ તાલા પાસેજ ગેબની ચાવીઓ (ઈલ્મ) છે. તેના સિવાય (ગેબની) કોઈને ખબર નથી. (સુરએ અનઆમ આયત ૫૯) (હે

રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ), કહી દે : બેશક હું તમોને કહેતો નથી કે અલ્લાહ પાક ના ખઝાના મારી પાસે છે. વળી ( હું એમ પણ કહેતો નથી) કે હું ગેબનો જાણકાર છું. ન હું એમ કહું છું કે હું ફરીશ્તો છું (સુરએ અનઆમ આયત ૫૦)

(હે મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) કહી દે : અલ્લાહ તઆલા સિવાય જે કોઈ આસમાનોમા પુથ્વીમાં છે તેઓ ગેબનો ઈલ્મ રાખતા નથી. પરંતુ અલ્લાહ તઆલાજ (જાણે છે). (સુરએ નમલ આયત ૬૫)

તેજ અલ્લાહ પાક છે જેના સિવાય કોઈ બંદગીને પાત્ર નથી, તેજ ગુપ્ત અને જાહેર વસ્તુનો જાણકાર છે. (સુરએ હશ્ર, આયત ૨૩)

(હે નબી ), કહી દે : બેશક, ગેબનો ઈલ્મ ફકત અલ્લાહ તઆલા માટેજ છે. (સુરએ યુનુસ,આયત ૨૦)

આ લોકો તને કિયામત વિષે પુછે છે કે તેને કાયમ થવાનો સમય કયાંરે છે? (હે મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ), તું કહી દે : બેશક, (કિયામતનો ઈલ્મ) ફકત મારા રબ પાસે છે. તે (કિયામત)ને તેના વખત ઉપર પણ અલ્લાહ પાક સિવાય અન્ય કોઈ જાહેર કરી શકશે નહી; (સુરએ અઅરાફ આયત ૧૮૭)

કુર્આને પાકમાં આવા અર્થની મુહકમાત (સ્પષ્ટ) આયતો કેટલીયે છે. જેનો ફકત એકજ અર્થ થાય છે કે ફકત અલ્લાહ પાક આલીમુલ ગૈબ છે. બીજા કોઈને મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને પણ આ ઈલ્મ નથી. આમ કહેવાથી માનવાથી નબી મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના બુલંદ મકામની કોઈ તવહીન થતી નથી. અલ્લાહ તઆલાને અલ્લાહ તઆલા જાણો અને નબીને નબી જાણો.

એક વેળા બ્રાઈલ (અલૈ.) માનવ સ્વરૂપમાં રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પાસે આવ્યા તે વેળા કેટલાક સહાબીઓ હાજર હતા, અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને ઈમાન, ઈસ્લામ એહસાન વિષે શ્નો

પુછયા જેના ઉત્તરો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે આપ્યા ત્યાર પછી બ્રાઈલ (અલૈ.) તેમને ચોથો શ્ન પુછયો કિયામત કયારે આવશે ? આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે જવાબ આપ્યો : જેટલી ખબર પૂછનાર ને છે તેટલી (ખબર) જવાબ આપનારને છે.(એટલે તેઓ બંનેને કિયામતના સમય વિષે ખબર ન હતી.) (સહીહૈન) આ હદીસની રીવાયત ઉમર (રદી.) અને અબુ હુરૈરહ (રદી.)એ કરી છે.આ હદીસ હદીસે બ્રાઈલ નામથી જાણીતી છે.

એક વેળા કેટલીક બાળકીઓ બદ્રમાં જગતના શહીદોની શાનમાં એક કસીદહ પઢી રહી હતી. અંતમાં એક બાળાએ કહયું وَفِينَا نَبِيٌّ يَعْلَمُ مَا فِي غَدٍ અર્થાતઃ અમારામાં એક એવા નબી છે જે આવતી કાલની વાત જાણે છે. આથી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે તેને આવું ન કહેવાની તાકીદ કરી(બુખારી). જો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને ઈલ્મે ગેબ હોત તો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ તે બાળાને અટકાવતે નહી, જેથી લોકોને પણ ખબર થાત કે રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને ભવિષ્યનો ઈલ્મ ઈલ્મે ગેબ હતો.

હઝરત ઉસ્માન બીન મઝઉન (રદી.) બહું પરહેઝગાર સહાબી હતા. તેમની વફાત પર ઉમ્મે અલા (રદી.) એ કહયું : હું શહાદત આપું છું કે બેશક, અલ્લાહ પાકે ઉસ્માન બીન મઝઉન ને નવાઝયા છે. એટલેકે તેઓ જન્નતી છે.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે તેમને ઠપકો આપતા ફરમાવ્યું : તમોને કેવી રીતે ખબર પડી ? ઉસ્માન માટે હું પણ સારી ઉમ્મીદ રાખું છું. વલ્લાહ, હું અલ્લાહ પાકનો રસુલ છું. પણ મને ખબર નથી કે (આખેરતમાં) મારી સાથે શો મામલો થશે. (બુખારી)

લકીત બીન આમીરે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને પુછયું : યા રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ આપને ગેબનો કેટલો ઈલ્મ છે ? આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ મે ફરમાવ્યું : હું પડી ગયેલી ચીઝોને શોધુ છું. (ઝાદુલ–મઆદ)

કુર્આનની આ આયતો અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની આ હદીસો પરથી બહુ સરળતાથી સમ શકાય છે કે ફકત અલ્લાહ તઆલા જ આલીમુલ ગેબ છે. નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને ગેબનો ઈલ્મ ન હતો. અલ્લાહ પાક સાથે અલ્લાહ પાકના રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને કે કોઈ બીજાને ઈલ્મે ગેબમાં શરીક કરવું શીર્ક છે. અલ્લાહ તઆલાએ તેના રસુલ મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને નબુવતના કાર્ય ને અંજામ આપવા માટે જરૂરી અતાઈ, જુઝઈ, વર્તમાન, ભૂત અને ભવિષ્યનો ઈલ્મ આપ્યો હતો. કુર્આન અને હદીસ બન્ને વહી છે. બન્ને અલ્લાહ તઆલા તરફથી અતાઈ ઈલ્મ છે. લવહે મેહફુઝમાં એથી વધુ ઈલ્મ હશે. વલ્લાહો અઅલમ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને ઈલ્મે ખુમ્સ, કિયામત નો સમય, લવહે મેહફુઝ, ત્રિકાળ વિગેરેનો ઈલ્મ ન હતો. તેમને જે કાંઈ ઈલ્મ હતો તે અતાઈ (અલ્લાહ પાકે વહી દ્વારા આપેલો) હતો. સામાન્ય માનવીને સામાન્ય ઈલ્મ, સમજ અને બુધ્ધી અલ્લાહ તઆલાએ આપેલી બક્ષીશ છે. મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ખયરૂલ બશર અને ખાતમુલ અમ્બીયા હતા. એટલે તેમને અલ્લાહ તઆલાએ કિતાબ અને હિકમત આપેલા.

**આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની પેશન ગોઈઓ અને મોઅજેઝાત. :–**

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના અસંખ્ય મોઅજેઝાત અને પેશન ગોઈઓ છે. એવા કેટલાયે સંગો છે જેમાં દુર દુર બનેલા બનાવોની ખબર અલ્લાહ તઆલાએ તેમને આપેલી હતી. દા. ત. એબીસીનીઓના રાજવી નેગસ ની વફાત ઈરાનના શહેનશાહ યઝદેઝર્દનુ ખુન મૂતહના જંગમાં ઝૈદ બીન હારીસ (રદી.) ઝાફર (રદી.) અને અબ્દુલ્લાહ બીન રવાહા (રદી.)ની શહાદત વિગેરે વિગેરે અનેક બાબતો.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને કેટલાક બનાવોની અગાઉથી ખબર અલ્લાહતઆલા તરફથી આપવામાં આવતી હતી. જેના આધારે તેમને

પેશનગોઈઓ કરેલી. દા.ત.ઉમર (રદી.) અને ઉસ્માન (રદી.)ની શહાદત ઈરાનીઓ પર રૂમીઓની  ત, મુસલમાનોનો કૈસર અને કીસરાની સલતનતો પર કબજો. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની વફાત વિગેરે કેટલાયે બનાવો સીરતે નબવીમાં અને હદીસ સંગ્રહોમાં આલેખાયેલા છે.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના મોઅજેઝાત પણ રીવાયત થયેલા છે. દા.ત.(શકકુલકમર,) (આંગળીના ઈશારે ચાંદના બે ટુકડા કરવા) આંગળીમાંથી પાણીના ફુવારા ફુટવા, લુઆબથી અલી (રદી.)ની દુખતી આંખો સારી થઈ જવી, અબ્દુલ્લાહ બીન અતીક (રદી.)નો તુટેલો પગ પર હાથ ફેરવી સારો કરવો, જાબીર (રદી.) ના ખજુરના પાકમાં બરકત, જાબીર (રદી.)ના ખાણામાં બરકત, હુદેબીયહના સુકા કુવામાં પાણી ઉભરાવું વિગેરે.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે આ બનાવોની ખબરો અને પેશનગોઈઓ સ્વઝાતી ઈલ્મથી નહી પણ વહી દ્વારા મળેલ (અતાઈ) (ઈલ્મને આધારે આપી હતી.) તે ઈલ્મ મુતનાહી (મર્યાદીત) હતો. અલ્લાહ તઆલા તેના રસુલોને ગેબની ખબર આપતા, ગેબની ખબર બે ભીન્ન બાબતો છે.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને યહુદણે ખયબરની ફતહ પછી ઝેર ભેળવીને ગોશત રાંધીને મોકલેલું, મકકાના કુરેશો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના મકાનને ઘેરો ઘાલ્યો હતો. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને ઉહદના અને હુનેનના ગઝવાતમાં પડેલી મુસીબતો, ઉહદના ગઝવહમાં સીત્તેર સહાબીઓની શહાદત, બીબી આયશા (રદી.) વિષે ઈફક નો બનાવ વગેરે બાબતો વિષે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને કાંઈ ખબર ન હતી. બીબી આયશા (રદી.)ની પાક દામની વિષે વહી નાઝીલ થઈ ત્યાં સુધી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ બહુ ચિંતાતુર રહેતા. ઝેર ભેળવેલા ગોશત નો કોળીઓ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે મુંહમાં મુકી દીધો હતો પછી ઝેર વિષે શંકા થતાં કોળીઓ થુકી નાખ્યો હતો. અને એક સહાબીની તો તે ઝેરી ગોશત ખાવાથી વફાત થઈ હતી. ઉહદના ગઝવહમાં આપ સલ્લલ્લાહુ અલયહી

વસલ્લમ ના વહાલા ચાચા હઝરત હમઝહ (રદી.)ની શહાદત થઈ હતી. ઉહદના ગઝવહ માં આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમનો દાંત મુબારક શહીદ થયો હતો. તાઈફમાં મુશરીકોના હાથે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને ઘણી ઈજાઓ પહોંચી હતી. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના નાઅલૈન મુબારક પાક લોહીથી ભરાય ગયા હતા. આ બનાવો સાબીત કરે છે કે જો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને ઈલ્મે ગેબ હોત તો આ મુસીબતો વેઠવી ન પડતે કુર્આને પાક આ હકીકતની તસદીક કરતાં જણાવે છે કે

" આ લોકો તને કિયામત વિષે પુછે છે કે તેના કાયમ થવાનો સમય કયારે છે. તુ કહીદે કે તેની ખબર તો (માત્ર) મારા પરવરદીગાર ને જ છે. તે (કિયામત) ને તેનો સમય ઉપર પણ અલ્લાહ તઆલા સિવાય અન્ય કોઈ જાહેર કરી શકશે નહી.(કારણકે) આકાશો અને જમીનમાં તે અતિશય ગંભીર (મામલો) છે. તેથી તે તમારી પાસે અચાનક આવી પડશે. (વળી) તેઓ તને આવી રીતે પુછે છે કે જાણે તુ તેની તપાસમાં લાગેલો છે. તું કહીદે કે તેની (ચોકકસ) ખબર ખાસ અલ્લાહ તઆલા પાસેજ છે. પરંતુ ઘણાં લોકો સમજતા નથી. તુ કહીદે કે હું નથી પોતાની જાતના ભલાનો માલીક કે નથી બુરાઈનો (માલીક), પરંતુ જે અલ્લાહ તઆલાએ ચાહયું હોય અને જો હું ગેબની વાતો જાણી લેત તો અતિશય ભલાઈઓ ાપ્ત કરી લેત અને કદીપણ મને કોઈ બુરાઈ ન પહોંચતે, હું તો માત્ર તે લોકોને (આઝબથી) ડરાવનાર (નઝીર) અને (સવાબની) ખુશખબર આપનાર (બશીર) છું. જેઓ ઈમાન રાખે છે. (સુરએ અઅરાફ, આયત ૧૮૮)

કુર્આને પાકમાં આવી મુહકમાત આયતો અનેક છે જે શંકા વગર સાબીત કરે છે.કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને ઈલ્મે ગેબ ન હતો પણ ઘણા લોકો (બીદઅતીઓ) સમજતા નથી, તેઓ અલ્લાહ પાક ની આયતોને જુઠાડે છે. એવા લોકોને અલ્લાહ તઆલા વઈદ આપે છે " જે લોકો અમારી આયતો જુઠાડે છે તેઓને અમે ધીમે ધીમે એવી રીતે પકડીશું કે તેઓને ખબર

પણ પડશે નહીં. અને હમણાં હું તેઓને ઢીલ આપુ છું બેશક, મારી યુકિત બહુ ચોકકસ છે. (સુરએ અઅરાફ, આયત ૧૮૨–૧૮૩)" અને જે કોઈને અલ્લાહ તઆલા ગુમરાહ કરે તેને રાહ પર લાવનાર (કોઈ) નથી. અલ્લાહ પાક તેઓને (બીદઅતીઓ, મુશરિકો, કાફીરોને) તેઓની ગુમરાહી (બીદઅત, કુફ્ર, શિર્ક) માં ભટકતાંજ છોડી મુકે છે.(સુરએ અઅરાફ,આયત ૧૮૬) આ પછીની આયતોમાં આવાજ ઈલ્મે ગેબ વિષે બીદઅતી–શિર્ક અકીદહ રાખનાર લોકોના શ્નો વિષે ઉલ્લેખ છે.

" (હે નબી) તુ કહી દે : હું તમોને એમ નથી કહેતો કે મારી પાસે અલ્લાહ તઆલાના ખજાના છે. અને ન તો હું ગેબની વાત જાણુ છું. અને ન હું એમ કહું છુ કે હું ફરીશતો છું. હું તો ફકત તે (હુકમ) અનુસારજ ચાલું છું જે મારી પાસે વહી દ્વારા આવે છે. (સુરએ અનઆમ, આયત ૫૦) નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પાસે ઈલ્મે ગેબ ન હોવાથી તેમની નુબૂવત અને તેમના દરજહની તવહીન થતી નથી. પણ અલ્લાહ તઆલ અને નબીનું સ્થાન અલગ છે તે સ્પષ્ટ થાય છે.

આ આયતોમાં બીદઅતીઓના બધા ગલત અકીદા અને દાવાનો રદીયો છે. સારાંશ

(૧) જમીન અને આસમાનોના બધા ખજાના અલ્લાહ તઆલા પાસે છે નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અથવા બીજા કોઈ પાસે નથી.

(૨) ગેબનો ઈલ્મ અલ્લાહ તઆલા પાસે છે નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અથવા બીજા કોઈ પાસે નથી.

(૩) મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ બશર હતા, ખૈરૂલ બશર હતા. નબી હતા, નબીઓમાં શ્રેષ્ઠ હતા. નબીઓના સરદાર (સૈયદ) ને ખાતમુલ અંબીઆ અને ખાતમુલ રીસાલત હતા.

(૪) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને વહી દ્વારા ઈલ્મ અને હુકમો મલતા તે અનુસાર આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ કહેતા અને

વર્તન કરતા. અને સહાબીઓને આ ઈલ્મ આપતા.

(૫) નબુવતની માનવંત પદવી મળવાથી નબી માનવી મટી જતો નથી, માનવી ફરીશ્તો કે અલ્લાહ બની જતો નથી. તે અલ્લાહ પાકના હુકમને આધીન રહે છે. અને તેનાજ હુકમ મુજબ મોઅ ઝાત બતાવે છે અને પેશનગોઈઓ અને આગાહીઓ કરે છે.

અલ્લાહ તઆલાનો ગમે તેટલો મહાન મુકર્રબ બંદો હોય તે સ્વતંત્ર ઈલ્મ અને અધિકાર રાખતો નથી. તે કોઈ નફો નુકશાન પહોંચાડી શકતો નથી. શરીઅત ના ઈલ્મમાં નબીઓ કામીલ અને નિપૂર્ણ હતા. અલ્લાહ તઆલાએ જેટલો ઈલ્મ તેમને આપ્યો તેજ તેમની પાસે હતો. સૌ નબીઓમાં મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમનો ઈલ્મ અનેક ઘણો વધારે હતો. કારણકે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ આખેરી, કુલ જગતના નબી હતા.અને તેમની રીસાલત–નબુવત પર ઈસ્લામની શરીઅતની તઅલીમ સંપૂર્ણ થઈ.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે પોતે ચેતવણી આપી છે કે તેમના વિષે લોકોએ અતિશયોકિત કરવી નહી. હઝરત ઉમર અલ–ખત્તાબ (રદી.) એ (મસ્દે નબવીના) મીમ્બર પરથી કહયું હતું કે મે નબી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને એવુ ફરમાવતા સાંભળયા હતા કે : જેમ ઈસાઈઓએ (નબી) ઈસા બીન મરયમ (અલૈ.) નો દરજજો વધારી દીધો છે. તેવું મારા માટે ન કરતા. હું બેશક, અલ્લાહ તઆલાનો બંદો છું એટલે તમો પણ કહો કે હું અલ્લાહ તઆલાનો બંદો અને રસુલ છું. (બુખારી)

કુર્આને પાક માં વઈદ છે : لاَ تَـغْـلُوْا فِى دِيْـنِـكُـمْ અર્થાત દીનની બાબતોમાં અતિશયોકિત કરો નહી.

ઈસાઈઓએ ઈસા (અલૈ.)નો દરજજો એટલો બધો વધારી દીધો કે તેમને અલ્લાહ તઆલાના બેટા કહેવા લાગ્યા અને તેમને અલ્લાહ તઆલાની વહદાનીયત અને ઈબાદતમાં ભાગીદાર બનાવ્યા. આજના ઈસાઈઓ " ત્રણ અલ્લાહના એક અલ્લાહ " (તસલીસ) ૮તચ્ધ્ઘ્ય્ત્થ્૯ નો અકીદહ રાખે છે.

અને તેઓ ત્રણે (પિતા) (અલ્લાહ) (પુત્ર) (ઈસા) અને પવિત્ર આત્મા (બ્રાઈલ)ની ઈબાદત કરે છે. મરયમ (અલૈ.) અને કેથોલીક પંથી ઈસાઈએ અને ઈસાઈ સંતોની પણ ઈબાદત કરે છે. બીદઅતીઓની જેમ તેઓ તેમના સંતો (સેઈન્ટ જયોર્જ, સેઈન્ટ માઈકલ, સેઈન્ટ પીટર, બ્લેક મેડોના) ને પુકારે છે. તેઓએ આ પુજયોના સ્મારકો (મકબરા) બંધાવેલા છે. અને શણગારેલા છે. તેની વર્ષગાંઠ (ઉર્સ) ઉજવે છે. મન્નતો માને છે. આમ તેઓ ખાલીક એક અલ્લાહ તઆલાની ઈબાદતથી હાથો ધોઈ બેસ્યા છે અને શિર્કમાં ગળાડુબ છે. ઈસ્લામની તઅલીમ, અકીદા અને ઈબાદતની પણ આવીજ હાલત દુર્દશા ન થાય તેથી બીદઅત અને શિર્કની ઘુસણખોરી વિરૂધ્ધ તકેદારી રાખવામાં આવી છે.

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ મે આજ બીદઅતો વિષે ચેતવણી આપી છે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને પોતાના વિષે જરાપણ ગલત બાબત અને અતિશયોકિત પસંદ ન હતાં આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે એક વેળા એક સહાબીને એક દુઆ શીખવી જેમાં આ કલેમાત હતા :

امَنۡتُ بِکِتَابِکَ الَّذِی اُنۡزَلۡتَ وَ بِنَبِیِّکَ الَّذِیۡ اَرۡسَلۡتَ

(અર્થાત : હે,અલ્લાહ હું તારી નાઝીલ કરેલી કિતાબ અને તારા મોકલેલા નબી પર ઈમાન લાવ્યો) પેલા સહાબીએ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ત્યે માન–સન્માન અને મોહબ્બતના લીધે નબીના સ્થાને રસુલ શબ્દ આ દુઆમાં વાપર્યો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ એ સહાબીને આ દુઆમાં નબી શબ્દનોજ ઉપયોગ કરવા હુકમ કર્યો (તીરમીઝી) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નબી અને રસુલ હતા. નબી કરતા રસુલનો દરજજો વધારે ગણાય છે. કારણ કે નબીઓને કિતાબ અને શરીઅત આપવામાં આવ્યાં ન હતા જયારે રસુલો (જેમકે ઈબ્રાહીમ, મુસા, દાવુદ, ઈસા, મોહમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ) ને સહીફહ અને કિતાબો આપવામાં આવેલા. નબી મુસા (અલૈ.) અને નબી મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને નવી શરીઅતો આપવામાં

આવેલી. એથી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ નબી અને રસુલ હતા. પણ નબવી તઅલીમમાં  એક પણ શબ્દનો સુધારો વધારો કે ફેરફાર ન થઈ શકે. એટલે તેમણે શીખવેલી દુઆ માં નેક મકસદથી પણ એક વધુ સારા શબ્દનો ઉપયોગ કરવાની આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ના પાડી. આ નબવી તઅલીમ હતી.

**શફાઅત :–**

નબવી તસર્રુફાત (અધિકારો), કમાલાત, મોઅ ઝાત અને સીફાત છે કુર્આન અને હદીસથી સાબીત છે. તેનો  મુસલમાનો ઈન્કાર કરી શકે જ નહી. પણ જે વાત ઉપજાવી કાઢેલી હોય તે રદ છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ કિયામતના માલીક નથી.

અલ્લાહ પાક مٰلِكِ يَوْمِ الدِّيْنِ છે. અલ્લાહ પાકે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને શફાઅતનો અધિકાર આપેલો છે. કિયામતના દિવસે બીજા નબીઓ "નફસી નફસી" કહેતા હશે પણ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ " ઉમ્મતી ઉમ્મતી" કહી અલ્લાહ તઆલા પાસે પોતાની  ઉમ્મતની મગફેરત માટે અર્શે ઈલાહી આગળ સજદહ કરી  વિનંતી કરશે. અલ્લાહ તઆલા આપની શફાઅત (સીફારીસ) કબુલ કરશે. અને આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમને હુકમ કરશે કે જેનામાં રાય જેટલું ઈમાન હોય તેને જહન્નમમાંથી કાઢી લો. તો આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અસંખ્ય લોકોને જહન્નમમાંથી કાઢી લેશે. પછી અલ્લાહ તઆલા કહેશે કે જે લોકોને રાયના દાણાથી પણ ઓછું ઈમાન હશે તેઓને પણ જહન્નમમાંથી કાઢી લો. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ બીજા વધુ લોકોને જહન્નમમાંથી કાઢી લેશે. જરા જેટલા ઈમાનના અંશ હોવાવાળા લોકો પણ જહન્નમમાં ન રહેશે. ત્યારે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ખુશ થશે. ત્યાર બાદ અલ્લાહ તઆલા વધુ લોકોને જહન્નમમાંથી ખોબો ભરી ભરીને બહાર કાઢશે.

આ શફાઅત بِإِذْنِ اللّٰهِ છે. અલ્લાહ તઆલાએ મોહંમદ

સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને "يَشْفَعُ عِنْدَهٗ اِلَّا بِاِذْنِهٖ" નો અધિકાર આપ્યો છે. પણ તે શફાઅત ઝાતી નથી. અલ્લાહ તઆલા તરફથી છે.
بِاِذْنِ اللّٰهِ એટલે અલ્લાહ તઆલાના હુકમથી–મંજુરીથી છે, સ્વ ઈખ્તિયારથી નથી.

આકાશો અને પુથ્વીમાં જે કાંઈ છે તે તેનું (અલ્લાહ તઆલાનું જ) છે. એવો કોણ છે જે તેના હુકમ વગર اِلَّا بِاِذْنِهٖ તેની પાસે કોઈની ભલામણ (શફાઅત) કરી શકે.(આયતે કુરસી) પણ બીદઅતીઓ શફાઅતના બે કારો ગણાવે છે : શફાઅત બીઈઝનીલ્લાહ અને શફાઅતે કુબરા થમ શફાઅત અલ્લાહ તઆલાના હુકમથી અને બી શફાઅત સ્વ ઈખ્તિયારથી. શું આટલા મોટા નબી અને રસુલ મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને તેમને શફાઅતે કુબરાનો હક નથી ? શફાઅતે કુબરા શબ્દ યોગ આ લોકોની " ઈજાદ" (શોધ)છે. તેની કાંઈ શરઈ સાબીતી નથી. જે અકીદહની અને અમલની શરઈ સાબીતી નથી તે રદ બાતલ છે. ઈસાઈ ધર્મ ગુરૂઓએ આવોજ બાતીલ અકીદહ ઈસાઈયતમાં દાખલ કર્યો અને કિયામતના હિસાબ–કિતાબનો અધિકાર ઈસા (અલૈ.) પાસે હોવાનો જણાવે છે. બીદઅત માત્ર અમલમાંજ નથી અકીદહમાં પણ છે. જયારે બીદઅત અકીદહમાં દાખલ થાય છે. ત્યારે તે શીર્ક અને કુફ્રનું સ્વરૂપ ધારણ કરે છે. જે અતિ ગંભીર ગુનો છે. મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને ઈલ્મે ગેબ હોવું, તેમનું સર્વત્ર હા ર–નાઝીર હોવુ, તેમને શફાઅતે કુબરાનો સ્વ અધિકાર હોવો આવા અકીદહમાં ભારો ભાર શીર્ક છુપાયેલું છે.

**તવહીદ અને શિર્ક :–**

ઈસ્લામનો સૌથી અગત્યનો બુનીયાદી અકીદહ તવહીદ છે.અલ્લાહ પાક એક છે.તેના જેવો બીજો કોઈ નથી وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ તેજ ખાલીક છે; માલીક છે. તેજ રબ છે ; તેજ પેદા કરનાર, વાડનાર અને મોત આપનાર છે.

તેજ સર્વજ્ઞ અને સર્વત્ર છે. તેજ હા ર–નાઝીર છે. તેનું ઈલ્મ અમર્યાદીત અને અનંત છે. તેજ મઅબુદ (ઈલાહ) છે. ઈમાન, અકાઈદ, ઈબાદત અને દુઆમાં સર્વ બાબતોમાં આ તવહીદ એટલે ઈસ્લામ છે.

તવહીદે અસમા વસીફાત એટલે અલ્લાહ તઆલાના ખાસ નામો અને વિશિષ્ટતા–ખસુસીયાત છે. આ નામો કુર્આન અને હદીસોમાં આપવામાં આવેલા છે. આ સીફાતો કોઈ બીજામાં નથી. અલ્લાહ તઆલાના આ નામો અને સીફાતો પર ઈમાન લાવવુ એ પણ તવહીદનોજ ભાગ છે. હદીસમાં અલ્લાહ તઆલાના નવ્વાણુ સીફાતી નામો હોવાનું કહેવામાં આવ્યું છે. " لا الـــه الا الـلـــه" નો કલીમહ એટલે સર્વાંગી તવહીદ. શહાદતનો આ થમ ભાગ છે. અને "મોહંમદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ" તેનો બીજો ભાગ છે. " لا الـه الا الله" નો અર્થ મોહંમદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે સમજાવ્યો. એથી અલ્લાહ તઆલા પર ઈમાન લાવવું અને અલ્લાહ તઆલાના રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ પર ઈમાન લાવવું બન્ને કલેમએ શહાદત મા શામેલ છે.

અલ્લાહ પાક ની ખાસ સીફાત (વિશિષ્ટ ગુણો) અલ્લાહ તઆલાથી છુટા પાડી શકાય નહી. અને તેમાં કોઈને શરીક (ભાગીદાર) પણ બનાવી શકાય નહી. જે ધર્મો માં આ બાબતનો ખ્યાલ અને તકેદારી રાખવામાં ન આવ્યા તેમાં એક ના અનેક મઅબુદો (પુજયો) થયા. હકીકતમાં તેઓ એકના નામે અનેકના અકીદહ રાખે છે. અને એકના સ્થાને અનેકની ઈબાદત કરે છે. હિન્દુ ધર્મમાં એક ભગવાન (ઈશ્વર) ની માન્યતા છે. તેઓએ થમ ભગવાનની ત્રણ મુખ્ય સીફાતો છુટી પાડી. પેદા કરનાર બાહ્ર વાડનાર વિષ્ણુ અને મારનાર શંકર (શિવ અથવા મહાદેવ) આવી રીતે ત્રણ મુખ્ય પુજયો થયા. ભગવાનના થમ આ ત્રણ મુખ્ય અવતારો થયા. એક સીફતનો એક દેવ બી સીફતનો બીજો અને ત્રી નો ત્રીજો વેદમાં તેત્રીસ દેવો હતા. તેના વિભાજનથી

કરોડો દેવો થયા. દેવો સાથે દેવીઓ આવી તેને ઓળખવા મુર્તીઓ બનાવામાં આવી. હવે માટી અને પથ્થર ને બદલે પ્લાસ્ટિક, ધાતુઓ અને કાગળના દેવો કારખાનામાં બનાવવામાં આવે છે. તેની જુદી જુદી આકૃતિઓ અને આવૃતીઓ બહાર પડતી રહે છે. અમુક મનુષ્યોને ભગવાનના અવતાર માનીને બીજા મનુષ્યો તેઓને પુજે છે. એટલો બધો ધર્મ ભ્રષ્ટાચાર થયો કે મુર્તિઓ સાથે યોની અને લીંગની, ઝાડો, નાગ, વાનર, સુર્ય, ચંદ્ર, તારા,નાગા સાધુઓ વગેરે અસંખ્ય હિન્દું ધર્મના પુજયો બની ગયા.

અલ્લાહ તઆલાની સીફાત મનુષ્યોમાં નથી અને મનુષ્યોની સીફાત અલ્લાહ તઆલામાં નથી. ઈસાઈઓએ એકના ત્રણ અલ્લાહ (પુજયો) બનાવ્યા. તેઓ માને છે કે અલ્લાહ પાકને થાક લાગે છે. તેથી તેણે દુનિયાનું છ દિવસમાં સર્જન કર્યુ અને સાતમાં દિવસે આરામ કર્યો જે રવિવાર છે. તેઓ રવિવારને ી:૨૫ ( ૫૮૪ અલ્લાહ તઆલાનો દિવસ, અલ્લાહ તઆલાનો આરામનો દિવસ કહે છે. તેઓ ઈસા (અલૈ.) ને લોર્ડ (રબ) માને છે. એટલે રવિવારે ઈબાદત કરવાની, બીજા દિવસોમાં ઈબાદત કરવાની જરૂરત રહેતી નથી, યહુદીઓની પણ એજ માન્યતા છે કે જેહોવાહે છ દિવસ કામ કર્યુ અને તેને થાક લાગ્યો એટલે સાતમાં દિવસે (સબ્ત, શનિવારે) તેણે આરામ કર્યો. એટલે યહુદ લોકો શનિવારે સબ્તના દિવસે દુન્યવી કાર્યો કરતા નથી અને તેઓ ફકત શનિવારે જેહોવાહની ઈબાદત કરે છે. આમ તેઓને થાક લાગવાનો માનવીગુણ અલ્લાહ તઆલાની ઝાતમાં દાખલ કર્યો.

હિંદુ લોકો પણ માનવી ગુણ ભગવાનમાં છે એવું માને છે. ભગવાન ખાય છે. અને પીએ છે. એટલે તેને (તેની મૂર્તિ આગળ) તેઓ સાદ ધરે છે. તેઓના ભગવાન (દેવ) રાત્રે સુઈ જાય છે. એટલે ભાતે પુજારી ઘંટરાવ કરી તેને જગાડે છે. સંગીત અને ભજન દ્વારા તેને આનંદિત કરે છે. પછી નવડાવે છે.વસ્ત્રો અને ઘરેણાં પહેરાવે છે. સાદ ધરે છે. વગેરે ત્યાર પછી ભાવિકજનો

ભગવાનના દર્શનેજાય છે. દેવો દર વરસે અમુક દિવસો એવા સુઈ જાય છે કે તેઓને જગાડવા કેટલાક દિવસો સુધી સંગીત સાથે ભજન કિર્તન કરવું પડે છે. દેવ સુતા અને દેવ ઉઠયાના ચોઘડીયાં હિંદુ પંચાકમાં હોય છે.

ઈસ્લામમાં બુન્યાદી અકીદહ છે કે માનવીનાં ગુણો (ખસુસીયતો)થી અલ્લાહ તઆલા પાક છે. અલ્લાહ તઆલાની ખસુસીયતો વિશિષ્ટતાઓ માનવીમાં નથી. ઈસ્લામમાં કુફ્ર અને શિર્કને મુદલ સ્થાન નથી. ઈસ્લામ તો આ બંને બાતીલ અકીદાને દરેક સ્વરૂપમાં નાબુદ કરવા માટે આવ્યો છે. કિયામતના દિવસે અલ્લાહ તઆલા પોકારીને કહેશે : મારા તે શરિકો કયાં છે જેઓનો તમો દાવો કરતા હતા.? જેઓ પર (અઝાબની) વાત સાબીત થઈ ચુકી. તેઓ કહેશે કે હે અમારા પરવીરદીગાર, આ તેજ લોકો છે જેમણે અમોને ભમાવ્યા (ગુમરાહ) કર્યા હતા. અને અમોને (એવાજ) ભમાવ્યા જેવી રીતે કે અમે પોતેજ ભમી ગયા હતા. (ગુમરાહ થયા હતા.) (સુરએ કસસ, આયત ૬૩)

શિર્કનો અકીદહ વિવિધ સ્વરૂપે ધર્મ ને અધર્મ બનાવી દે છે. અલ્લાહ તઆલાએ એક પછી બીજા નબી ને મોકલીને આ અધર્મીઓને સત્ય ધર્મ (ઈસ્લામ) તિ પાછા લાવવાનો યાસ કરવા મોકલ્યા હતા. જેની પૂર્ણાહુતિ મોહંમદ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના આગમન પર થઈ. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ દ્વારા દુનિયાને એવી તઅલીમ મળી કે તવહીદ શિર્ક અને કુફ્ર એકમેકથી તારવી શકાય, અને અલ્લાહ તઆલાના બંદા કોઈપણ કારે અલ્લાહની વહદાનિય્યતમાં કોઈ પણ સંજોગોમાં પછી ભલે રસુલો, નબીઓ, વલીઅ, અન્ય નેક લોકોને ભાગીદાર બનાવે નહી. શિર્ક તવહીદનો વિકલ્પ છે. બંને વિરોધાભાસી અકીદા છે શિર્ક એટલે અલ્લાહ તઆલાની સીફતો ગેરૂલ્લાહમાં છે. તેને નફો નુકશાન પહોંચાડવાની, વન અને મોત, રો રોટી, ધનદોલત, સુખચેન, સંતાન વગેરે આપવાની સત્તા છે. અલ્લાહ તઆલા સિવાય બીજાને પણ એવી સત્તા અને અધિકાર છે એમ માનવું શિર્ક છે.

**શિર્કના કારો :–**

શિર્કના ત્રણ  કારો છે. શિર્કે અલ–અકબર, અલ–અસગર અને અલ–ખફી શિર્કે અલ–અકબરના પેટા  કારો છે. જેમકે શિર્ક (ઈબાદત વદ–દુઆ, શિર્કે (અલાનીયહ વલ ઈરાદહ વલ કસદ), શિર્ક ફીત્તાઅત, શિર્ક ફીલ મુહબ્બત વિગેરે. શિર્ક (ઈબાદત  વદ–દુઆ) એટલે ઈબાદત અને દુઆમાં અલ્લાહ પાક સાથે બીજાને શરીક કરવો. આ ક્ષમ્ય ગુનોહ છે. શિર્ક (અલા નીયહ વલ ઈરાદહ વલ કસદ) માં ઈબાદત અને મઝહબી કાર્યો માં નિય્યત હેતુ કે લક્ષ અલ્લાહ તઆલા તરફથી નથી પણ ગયરૂલ્લાહ તરફથી હોય છે. શિર્ક ફીત્તાઅહ માં અલ્લાહ તઆલાના હુકમ વિરૂધ્ધ બીજાની તાબેદારી સ્વીકારવામાં આવે. શિર્ક ફીલ મુહબ્બત માં  અલ્લાહ તઆલાનો તેના બંદા પર મોહબ્બતનો હક કોઈ બીજા પર તવજજુહ કરવામાં આવે.

આ કસોટીના આધારે  બીદઅતી કાર્યોમાં શિર્ક છે કે નહી અને હોય તો તે કયા  કારનું તે જાણી  શકાય છે.શિર્ક  બહુરૂપી હોય છે. તેથી તેની ઓળખ કરવી આસાન નથી. તે જાહેરમાં નેક અને સુંદર ભાસે છે. શિર્કે ખફી (છુપુ શિર્ક) ની સહેજે જાણ પણ થતી નથી. તેથી અજ્ઞાન અને ભોળાભાળા લોકો બહુ સહેલાઈથી શિર્કે ખફીમાં ફસાય જાય છે. અને એ બદી એવી રચી–પચી જાય છે કે  સામાન્ય પણે ઝીંદગીનો–વિચારસરણીનો એક અંશ બની જાય છે. આગળ જતાં શિર્કે ખફી શિર્ક અસગર અને આખરે શિર્કે અકબર તરફ દોરવી જાય છે.

કુર્આને પાકમાં જગા જગા શિર્ક અંગે ચેતવણી આપવામાં આવી છે. " બેશક, અલ્લાહ તઆલા આ વાતને કદી માફ કરતો નથી કે તેની સાથે  કોઈને શરીક (ભાગીદાર) કરવામાં આવે. અને તેથી ઉતરતી કક્ષાના ગુનાહ જેના માટે ચાહે  તેની બક્ષી દેશે અને જેણે (કોઈને) અલ્લાહ તઆલાનો શરીક ઠેરાવ્યો તેણે મહાપાપ કર્યુ. (સુરએ નિસાઅ, આયત ૩૮) તો બેશક, તે (સત્ય) માર્ગ ભુલીને બહુ દૂરની ગુમરાહીમાં જઈ પડયો. (સુરએ નિસાઅ, આયત ૧૧૬)

" તું અલ્લાહ તઆલા સિવાય એવાઓને પુકારીશ નહી. જે તારું ન તો

ભલુ કરી શકે છે.

**ઈલાહ કોણ :–**

શિર્કનો વિકલ્પ તવહીદ છે. કુર્આને પાકની તઅલીમનો મુખ્ય ધ્વનિ અને સાર અલ્લાહ તઆલાની વહદાનીયત છે. અને તેની ખાસ સીફાત સાફ સાફ રીતે કુર્આને પાકમાં જગે જગે વર્ણવામાં આવી છે. જેથી મઅબુદ અને અબ્દ, ખાલીક અને મખલુક વચ્ચેનો મૂળભુત તફાવત માનવી સારી પેઠે સમ શકે.

દા.ત. તેજ અલ્લાહ પાક છે તેના સિવાય કોઈ ઈબાદતને લાયક નથી. તેજ ગુપ્ત અને જાહેર બાબતોનો જ્ઞાની છે. તેજ બેહદ કુપાળુ મહા દયાળુ છે. તેજ અલ્લાહ તઆલા છે જેના સિવાય કોઈ ઈબાદતને લાયક નથી તે શહેનશાહ છે તે સૌ એબોથી પાક છે. તે (ખામીઓથી) સલામત (સુરક્ષિત) છે.(તેજ) પનાહ આપનાર, નીગેહબાની કરનાર, અતિ ચબળ છે. (તેજ ખરાબીને દુરુસ્ત કરનાર, અતિ મહત્તાવાળો છે. તેઓ જે શરીક ઠેરવે છે તેથી અલ્લાહ પાક છે. તેજ અલ્લાહ પાક (જગતનો) ઉત્પન્ન કરનાર, યોગ્ય રચના કરનાર સ્વરૂપ આપનાર છે. તેના જ સૌ સારા સારા સીફાતી નામો છે. જે કાંઈ આસમાનો અને જમીનમાં છે સૌ તેની જ પવિત્રતાના બયાન કરે છે. તેજ ઝબરદસ્ત હિકમતવાળો છે. (સુરએ હશ્ર, આયતો ૨૨–૨૩–૨૪) તે કુલ જહાનનો પરવદિગાર છે જેણે મને પેદા કર્યો છે અને તેજ મને સીધો માર્ગ દેખાડે છે. તે મને ખવડાવે છે. તથા પીવડાવે છે અને જયારે હું માંદો પડું છું ત્યારે તે જ મને તંદુરસ્ત કરે છે. અને તેજ મને (વખત આવે ત્યારે) મોત આપશે. ફરી (કિયામતના દિવસે) સ વન કરશે અને જેનાથી મને આશા છે કે ઈન્સાફના દિવસે મારો કુસુર માફ કરી દેશે. (સુરએ શોઅરા, આયતો ૭૭–૮૧) તારો પરવરદિગાર જે કાંઈ ચાહે છે તે પૈદા કરે છે. અને જેને ચાહે તેને ચુંટી કાઢે છે. અલ્લાહ તઆલા તેઓના શિર્કથી પવિત્ર અને બહુ ચઢીયાતો છે. તારો પરવરદિગાર સઘળું જાણે છે જે તેઓના દીલોમાં છુપુ છે અને જે કાંઈ તેઓ

જાહેર કરે છે. અને તેજ અલ્લાહ પાક છે. તેના સિવાય બીજો કોઈ ઈબાદતને પાત્ર નથી. દુનિયા અને આખેરતમાં તેજ સ્તૃતિપાત્ર છે.

અને તેની જ સત્તા છે.

અને તમે તેની જ પાસે પાછા ફરશો. (સુરએ કસસ, આયતો ૬૮–૭૦)

તેજ અલ્લાહ તઆલા અતિશય બરકતવાળો છે. જે કુલ જહાનનો પરવરદિગાર છે.

તેજ અમર વનવાળો છે. (સદા વંત છે.)

તેના સિવાય કોઈની બંદગી જ નથી તો તમે બંદગી તેના જ માટે રાખી તેને પોકારો.

સૌ ખુબીઓ અલ્લાહ તઆલા માટે જ છે જે સઘળા જહાનનો પાલનહાર છે.(સુરએ મોઅમીન, આયત ૬૫)

અલ્લાહ પાક એક જ છે.

અલ્લાહ પાક બેનિયાઝ છે.

તેને કોઈ ઔલાદ નથી.

અને ન તે કોઈની ઔલાદ છે.

અને તેનો સમોવડિયો કોઈ જ નથી. (સુરએ ઈખ્લાસ)

**હદીસ–વ–સુન્નત :–**

**ઈલ્મ અને અમલ :–**

બીદઅતોના ચાર– સારનું કારણ દીનના જરૂરી અને સત્ય ઈલ્મની ઉણપ છે. જયાં જાહેલીયત છે ત્યાં બીદઅતો જોર પકડે છે. કોઈ પણ બુરાઈનો તિકાર ખરા ઈલ્મના ચારથી થઈ શકે છે. અબ્દુલ્લાહ બીન અબ્બાસ (રદી.) રીવાયત કરે છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : એક ફકીહ (હદીસનો આલીમ) એક હજાર આબીદો (ઈબાદત ગુજાર લોકો) કરતાં શૈતાન પર વધુ સખત છે. (તીરમીઝી)

અબ્દુલ્લાહ બીન મસઉદ (રદી.) રીવાયત કરે છે કે મેં રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને એમ કહેતા સાંભળ્યુ કે અલ્લાહ તઆલા તે માણસને સાજો સારો રાખે કે જેણે મારાથી કોઈ વાત (હદીસ) સાંભળી અને જેવી સાંભળી તેવીજ બીજાને તે સંભળાવે. આથી ઘણા લોકોને મારી હદીસ પહોંચશે જેમાં સાંભળવાવાળા કરતાં વધારે યાદ રાખવાવાળા હશે. (તીરમીઝી)

**ઈતાઅત અને ઈત્તીબાએ રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના કેટલાંક દષ્ટાંતો :–**

(૧) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના સહાબીઓ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની મુબારકવાણી અને મુબારક કાર્યો પર અમલ કરતા. નાની નાની દુન્યવી બાબતોમા પણ તેઓ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમનું અનુકરણ કરતા. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને કદુ (દુધી) પસંદ હતી તો સહાબાઓને પણ તે પસંદ હતી. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કાકડી સાથે ખજુર ખાધી તો સહાબીઓએ પણ કાકડી સાથે ખજુર ખાધી.

(૨) એક વેળા ઈમામ અબુ યુસુફ (રહ.) (ઈમામ અબુ હનીફા (રહ.) ના ખ્યાત શાગીર્દ) હદીસનો દર્સ આપી રહયા હતા. તેમણે કહયું : રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ કદુ (દુધી)પસંદ કરતા હતા. એક શાગીર્દ બોલી ઉઠયા : મને કદુ પસંદ નથી. ઈમામ અબુ યુસુફ (રહ.)ગુસ્સે થઈ ગયા અને તલવાર ખેંચી કાઢીને હુકમ કર્યો : તવબહ કર,નહીંતર હમણાં જ તને કતલ કરી નાંખીશ. ઈમામ અબુ યુસુફ (રહ.) ને અલ્લાહ પાકના રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને આપ ને શરીઅતમાં સુન્નતનું શું સ્થાન છે તેની ખબર હતી.

(૩) આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ મે સોનાની વીટી પહેરી તો સહાબીઓએ પણ સોનાની વીટી પહેરી આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ મે ફેકી દીધી તો તેઓએ પણ પોત પોતાની વીટી ફેંકી દીધી હતી.

(૪) એક વેળા આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે મસ્ દે નબવીના મીમ્બર પરથી કહયું : ઈજલીસુ,ઈજલીસુ (બેસીજાઓ, બેસીજાઓ)

અબ્દુલ્લાહ બીન મસઉદ (રદી.) એ આ હુકમ મસ્ દે નબવીના દરવાજે સાંભળ્યો.તરતજ તેઓ ત્યાંજ બેસી ગયા આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે તેમને જોયા અને બોલાવ્યા ત્યારે તેઓ મસ્ દમાં દાખલ થયા.

(૫) એકવેળા હુઝૈફહ બીન યમાન (રદી.) મુસાફરીમાં ખાણુ ખાવા બેઠા લુકમો તેમના હાથમાંથી નીચે પડી ગયો. તેમણે તે ઉઠાવી લીધો અને સાફ કરીને ખાઈ ગયા કેટલાક અજમી (ઈરાની), લોકો આ જોઈ રહયા હતા. તેથી તેમના ખાદીમે ધીમેથી હુઝૈફહ (રદી.) ને આવું ન કરવા કહયું : સુન્નતે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના આશીકે તેને મોટેથી જવાબ આપ્યો : શું હું મારા હબીબ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની સુન્નતને આ બેવકુફો (અજમીઓ) ને લીધે છોડી દઈશ ?

(૬) ઉસામહ બીન ઝૈદ (રદી.) રીવાયત કરે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અરફાતના મેદાનથી વાપસ રવાનગી વેળા એક ઘાટી તરફ ગયા અને કુદરતી હાજતથી ફારેગ થયા અને વુઝુ કર્યુ. પણ (મગરીબનો) વખત હતો છતાં નમાઝ ન પઢી. (કારણ કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ મે મુઝદલિફહ જઈ મગરીબ અને ઈશાની નમાઝ સાથે પઢી હતી.)

(૭) જયારે અબ્દુલ્લાહ બીન ઉમર (રદી.) હજ માટે જતા ત્યારે હાજત માટે જરૂરત હોય કે ન હોય પેલી ઘાટી તરફ જતા અને આવીને વુઝુ કરતા મુઝદલિફહ જઈ ને મગરીબની અને ઈશાની નમાઝ પઢતા જેમ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે કર્યુ હતું. (બુખારી).

(૮) અબ્દુલ્લાહ બીન ઉમર (રદી.) મકકા જતાં માર્ગ માં ઝીતુવા નામના સ્થળે રાતે મુકામ કરતા કારણકે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે એમજ કર્યુ હતું. (બુખારી)

(૯) હજજતુલ વિદાઅ સંગે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની સવારી આજ રસ્તે ગઈ હતી.(બુખારી)

આ હતી સહાબીઓની સુન્નતે નબવી સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની ઈતાઅત અને ન કોઈ દલીલ બા કે બહષ હતી. ઈશ્કે રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની તાબેદારીમાં છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના ઈશ્કના દાવેદારોની તો આ હાલત છે કે :

"બહોત શોર સુનતેથે પેહલુંએ દીલમે
જબ ચીરા તો એક કતરએ ખુન ભી ન નીકલા"

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમના નામે જુઠી અને ઉપજાવી કાઢેલી હદીસો બયાન કરીને બીદઅતને બીદઅતે હસનહનો નામ આપવાની બીદઅતીઓની ચાલ વિષે હદીસોમાં સખત વઈદ આવી છે. અલ–મુગીરહ (રદી.) રીવાયત કરે છે કે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ને એમ કહેતાં સાંભળ્યા હતા કે જે કોઈ મારા નામે જુઠાણુ બયાન કરે તો બીજાઓ પર જુઠાણુ થોપવા બરાબર નથી. જે કોઈ ઈરાદા પૂર્વક મારા પર જુઠાણું થોપે છે ખરેખર તેનું ઠેકાણુ જહન્નમમાં હશે.(બુખારી) અબ્દુલ્લાહ બીન ઝુબૈર, અનસ બીન માલીક, ઉમ્મે સલમા, ઝવજએ રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ અને અબુ હુરૈરહ (રદી.)એ આ હદીસની રીવાયત કરી છે.(બુખારી)

કસીર બીન અબ્દુલ્લાહ (રદી.) રીવાયત કરી છે રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ મે ફરમાવ્યું : જેણે મારી સુન્નતમાંથી એક સુન્નત વંત કરી (એટલે કે તેના પર પૂનઃ અમલ શરૂ કર્યો.) તે માણસ મારા સાથે હશે. તેનો સવાબ તેના બરાબર હશે જે લોકો તેના પર અમલ કરે અને તે લોકોના સવાબ (અજર) માં જરા પણ ઘટાડો થશે નહી. અને જેણે બીદઅતે દલાલહ (ગુમરાહી) ની શરૂઆત કરી તો તેને અલ્લાહ પાક અને તેના રસુલ સલ્લલ્લાહુ

અલયહી વસલ્લમ કરતા નથી તેના પર વબાલ અને ગુનાહ તેટલો હશે જેટલો વબાલ અને ગુનાહ તે (બીદઅત) ઉપર અમલ કરનારાઓ પર (હશે) અને તેમાં ઘટાડો થશે નહી. (તીરમીઝી)

રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : બીદઅતીઓ (જહન્નમની)આગના કુતરા છે.(કશફુલ ગુમ્મહ)

અબ્દુલ્લાહ બીન ઉમર (રદી.) રીવાયત કરે છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : જયાં સુધી બીદઅતી માણસ બીદઅતનો ત્યાગ ન કરે ત્યાં સુધી અલ્લાહ તઆલા તે માણસના અમલને કબુલ કરવા ના પાડે છે.(ઈબ્નેમાજહ) હુઝૈફહ (રદી.) રીવાયત કરે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ મે ફરમાવ્યુ : જે માણસ બીદઅત કરે છે તો અલ્લાહ તઆલાને તેના નમાઝ, રોઝહ, સદકહ, હજજ, ઉમરહ,  હાદ, ફર્ઝ અને નફલ ઈબાદત (સૌ ઈબાદતો) કબુલ નથી (ઈબ્નેમાજહ)

ઈબ્રાહીમ બીન મુસીરહ (રદી.) રીવાયત કરે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : જે માણસ બીદઅત આચરે છે તેને જો કોઈ માણસ માન આપે છે તો તે ઈસ્લામને નાબુદ કરવામાં મદદ આપે છે. (મીશ્કાત)

અનસ બીન માલીક (રદી.) રીવાયત કરે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : અલ્લાહ પાક બીદઅતી પર તવબહનો દરવાજો બંદ કરી દે છે (તબરાની) એટલે બીદઅતીને તવબહ નસીબ થતી નથી. અને અલ્લાહ પાક ની મગફેરતથી વંચીત થઈ જાય છે. તવબહ નસીબ ન થવાનું કારણ એ છે કે બીદઅતી માણસ બીદઅતને સવાબનું કાર્ય સમજે છે. તેથી તેના દીલમાંથી ઈમાનનુ નુર ખતમ થઈ જાય છે.

મઆઝ બીન જબલ (રદી.) રીવાયત કરે છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ મે ફરમાવ્યું : જયારે મારી ઉમ્મતમાં બીદઅત શરૂ થાય છે અને ઉલમા તેને અટકાવે નહી તો અલ્લાહ તઆલાની, તેના ફરીશ્તાઓની અને

માનવ જાતની લઅનત તેઓ (ઉલમા) પર ઉતરે છે. (મીશ્કાત)

અબુ હુરૈરહ (રદી.)રીવાયત કરે છે કે રસુલ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું : જે લોકો ના પાડશે તે સિવાયના મારા બધા અનુયાયીઓ (ઉમ્મતીઓ) જન્નતમાં દાખલ થશે. તેઓએ (લોકોએ) પુછ્યું : રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ કોણ ના પાડશે ? આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે જણાવ્યું : જે મારી તાબેદારી કરશે નહી તે (જન્નતમાં દાખલ થવા) ના પાડશે.(બુખારી)

આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની શફાઅત અને અલ્લાહ તઆલાની રહેમત વગર જન્નતમાં વેશ કરવાની ઉમેદ રાખવી એ મૃગજળ સમાન છે. આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ની શફાઅતના હકદારો તે લોકો છે જે આપ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની સુન્નત પર ચુસ્ત પણે અકીદહ રાખે છે. અને તે પર અમલ કરે છે. અને બીદઅતી અકીદહ અને અમલથી દુર રહે છે.

" ખીલાફે પયંમ્બર કસે રહગુઝીદ.
કે હરગીઝ બમંઝીલ ન ખાહદ રશીદ,
મપીંદાર સઅદી કે રાહે સફા,
તવાં રફત જુઝ બર પયે મુસ્તફા" (શેખ સઅદી રહ.)

અર્થાત જેણે પયગંમ્બર સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ના તરીકા (સુન્નત) વિરૂધ્ધ કોઈ માર્ગ ગ્રહણ કાર્યો તો તે કદી મંઝીલે મકસુદ પર પહોંચી શકતો નથી. હે સઅદી એવું ગુમાન ન કર કે તુ મોહંમદ મુસ્તુફા સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની પેરવી (ઈતાઅત અને ઈત્તીબાઅ) કર્યા વગર સીધો માર્ગ મેળવી શકીશ.

બહું લંબાણ પૂર્વક સુન્નત અને બીદઅતની સનદી હવાલા સાથે ચર્ચા કરવી અનીવાર્ય જણાય છે. કારણ કે બીદઅતી ફીતનહ નો દૌર બહુ ગરમા ગરમ છે. સનદી ઈલ્મ વગર તેનો તિકાર અસરકારક નીવડતો નથી. હકક નો

ઈલ્મ બાતીલની જહાલતને હલાક કરી શકે છે. અને ઈન્શા અલ્લાહ હક ઉપર વટ રહેશે.

وَقُلْ جَاءَ الْحَقُّ وَزَهَقَ الْبَاطِلُ اِنَّ الْبَاطِلَ كَانَ زَهُوْقاً

(સુરએ બની ઈસરાઈલ, આયત ૮૧)

**નબવી નસીહત :–**

અંતમાં રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની સુન્નત પર અમલ અને બીદઅત ના ત્યાગ વીષે થોડાક વધુ નબવી ફરમાનો રજુ કરૂ છું. :

તમારામાંથી કોઈ પણ ત્યાં લગી મોઅમીન (ઈમાનવાળો) બની શકતો નથી જયાં સુધી તેની ઈચ્છા મારા લાવેલા હુકમોને (કુર્આન અને મારી સુન્નતને) તાબે ન થાય.

જે મારી સુન્નત પર અમલ કરતો નથી તે મારી ઉમ્મતમાંથી નથી.

જે કોઈ બીદઅતના સહવાસમાં રહે છે તેને દીનની મઅરેફત (સમજ હીકમત) આપવામાં આવતી નથી. જે પારકાઓના તરીકા પર ચાલે તે અમારામાંથી નથી.

જેણે મારી સુન્નત બરબાદ કરી તેના પર મારી શફાઅત હરામ છે.

જેણે કોઈએ બીદઅત કાઢી (શરૂ કરી) અથવા કોઈ બીદઅતીને પનાહ આપી તેના પર અલ્લાહ તઆલા, તેના ફરીશતા અને તમામ ઈન્સાનોની લઅનત છે.

وَمـا عَـلَيْـنَـا اِلاَّ الْبَلاَغُ الْـمُبِيْـنُ و صلى الله تعالى على خير خلقه محمد وآله وأصحابه واتباعه اجمعين آمين